૪૨૫૩

श्री

# गायकवाडी राज्यनो इतिहास.


परमानंद भोळाभाइ मुनसी,

वडोदरा महाल मुनसीफ.

અને

हरगोविंद केशवलाल शाह,

व॰ गु॰ शा॰ नं॰ २ ना हेडमास्तरे


रची, छपावी प्रसिद्ध कर्यो.


(આવૃત્તિ ૪ થી. નકલ ૧૮૦૦.)





અમદાવાદ:

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં છાપ્યો.

સંવત ૧૯૪૫. ઈ॰ સન ૧૮૮૯.

कीमत रु.०-४-०.

# પ્રસ્તાવના.

ગુજરાતનો ઘણો ભાગ ગાયકવાડ સરકારના તાબામાં છે. તેમજ ગુજરાતમાં મોટામાં મોટું દેશી રાજ્ય ગાયકવાડ સરકારનું છે. સબબ એ રાજ્ય ક્યારથી સ્થાપન થયું; તે ઉત્તરોત્તર કેમ વધતું ગયું, આજ સૂધીમાં એ ગાદીએ કેવા અને કયા કયા રાજા થયા વગેરે જાણવાની ગુજરાતના વતનીઓને અને તેમાં વિશેષે કરીને ગાયકવાડી રૈયતને ઉત્કંઠા થાય એ સ્વાભાવિક છે. લોકોની એ આશા પૂરી પડે એવું આજસૂધીમાં એકે પુસ્તક નિકળ્યું નથી. નિશાળોમાંના ચોથા ધોરણમાં ચાલતા ગુજરાતના ઇતિહાસમાં એ રાજ્યની હકીકત છે ખરી પણ તે ટુંકી છે. સબબ ગાયકવાડી રાજ્યનો ખુલાસાવાર ઈતિહાસ બનાવી લોકોની આગળ મૂકી મનમાનતી સેવા બજાવવાના વિચાર મારા દિલમાં ઘણા દિવસથી ઘોળાયા કરતા હતા. ગાયકવાડી રાજ્યની ભૂગોળ બહાર પાડ્યા પછી એટલે આશરે બે વર્ષ અગાઉ એ રાજ્યનો ઈતિહાસ બનાવવાને મારા પરમમિત્ર પરમાનંદદાસે મને ભલામણ કરેલી કે, જેથી મારા જુના વિચાર તાજા થયા, અને એ કામ પૂરૂં કરવા મેં હાથમાં લીધું. વચગાળે કેટલીક અડચણો આવ્યાથી આ પુસ્તક બહાર પડતાં વિલંબ થયો કે જેને માટે હું દિલગીરછું.

સાધારણ વાંચનારને તેમજ નિશાળના છોકરાઓને શિખવવામાં અનુકૂળ પડવાને સારૂ આ પુસ્તકમાં આઠ પ્રકરણ પાડેલાં છે. દરેક પ્રકરણમાં ઘણું કરીને એક એક રાજાની હકીકત છે. છેલ્લું એટલે આઠમું પ્રકરણ વડોદરાની ગાદીએ થએલા મહારાજાનું નથી પણ તે કડીવાળા પ્રખ્યાત મલ્હારરાવનું છે. એમના વિષે બનેલા રાસડાથી એ છેક નાના છોકરા સૂધીમાં પણ પ્રખ્યાત છે. એમની અને મહા-

રાજાની રમૂજી લડાઈ હોવાથી; મહારાજાને ઇંગ્રેજ સરકારે મદદ કરવાથી તેમને ગૂજરાતનો ઘણોક ભાગ મળ્યો, અને એમની સત્તા ગાયકવાડી રાજ્ય ઉપર વધી વગેરે અગત્યની તેમજ મનોરંજક બાબત હોવાથી તેનું એક અલાયદું વધારાનું ૮ મું પ્રકરણ કાઢેલું છે જે કે-વાંચનારાઓને કંટાળા ભરેલું નહીં થઇ પડે એવી આશા રાખુંછું.

રાજાઓના ગુણદોષ અને પરાક્રમની સાથે તેમની અને તેમના ફૂટાયાની વંશાવળી માલમ પડવાને પુસ્તકને છેડે ઝાડ આપ્યું છે, તે વાંચેથી ગાયકવાડ સરકારના કુટુંબમાં કયાં કયાં અને કેટલાં માણસો હતાં તે સહેજ જણાઈ આવશે. નિશાળોના વિદ્યાર્થીઓને આ પુસ્તકનો અભ્યાસ કરવાની ઉલટ થાય. સબબ સહેલાં વાકચ અને સાદી ઈબારત કરવાને મેં બનતી કાળજી રાખીછે.

આ પુસ્તક બનાવવામાં રાસમાળા, મી૦ મગનલાલકૃત ગૂજરાતનો ઈતિહાસ તથા મુંબાઈ હાયકોર્ટના વકીલ મિ૦ ગીરધરલાલે કરેલા કોલકરારના ભાષાંતરના પુસ્તકમાંથી મેં મદદ લીધેલી છે, જેથી આ જગોએ હું તેમનો ઉપકાર માનવાને ચૂકતો નથી. તા. ૨૧-૯-૧૮.

## बीजी आवृत्ति.

આ રાજ્યની ભૂગોળ જેવી રીતે ગાયકવાડી કેળવણી ખાતામાં ક્લાસબુક તરીકે ધોરણ બીજામાં દાખલ થએલી છે, તેવી રીતે આ ઈહિતાસ પણ ધોરણ ૪ થામાં દાખલ થએલો છે અને તેમાં ખાતાના અધિકારી સાહેબની પસંદગી પ્રમાણે ફેરફાર કરવામાં આવ્યો છે. તા. ૨૫-૧૨-૮૩.

## त्रीजी आवृत्ति.

આ આવૃત્તિ વખતે સુધારો વધારો કરવામાં આવ્યો નથી. તા. ૫-૯-૮૫.

## ચોથી આવૃત્તિ.

આ આવૃત્તિ, ખાતાના અધિકારી સાહેબોની કમિટિનો એકંદર અભિપ્રાય થઇ મળેલી સૂચના પ્રમાણે ફરી રચવામાં આવ્યો છે. તેમાં ઘણોજ ફેરફાર અને સુધારો વધારો થયો છે.

તા. ૨૮-૮-૮૯.
મુ૦ **વડોદરા.**

**હુવગોવિંદ કેશવલાલ શાહ.**
હેડમાસ્તર ગૂ૦ શા૦ નં. ૨
**વડોદરા**—મહેતાપોળ.

# अनुक्रमणिका.

## मर्यादा पृष्ट १–२



## प्रकरण १ लुं. पृ. २–१५.



## प्रकरण २ जुं. पृष्ट. १५–२२.



## प्रकरण ३ जुं. पृष्ट. २३–२८.



## प्रकरण ४ थुं. पृष्ट. २८–४४.

મહારાજનું ગાદીએ બેસવું. ગજરાબાઇ અને રાવજી આપાજી વચ્ચે અણુરાગ, કડીવાળા મલ્હારરાવનું સામે થવું, અંગ્રેજ સરકારની મદદની માગણી, મેજર વાકરનું ગુજરાતમાં આવવું, મહારાજાનો દેખાવ, મહારાજા અને મેજર વાકરસાહેબની ભેટ, રાજ્યની અવ્યવસ્થા, આરબોનું જોર અને તેમને કાઢવાનો વિચાર. અંગ્રેજ સરકારે રૂપીઆ ધીર્યા, સિબંદી વધારી અને ગંગાધર શાસ્ત્રીનું મૃત્યુ.

## પ્રકરણ ૫ મું. પૃષ્ટ. ૪૪—૫૧.

મલ્હારરાવ ગાયકવાડ; એના પક્ષમાં ગાયકવાડી રાજ્યનાં તથા કુટુંબનાં ઘણાંક માણસોનું જવું, લઢાઇની તૈયારી, કિલ્લા તાબે કરી લીધા, અંગ્રેજ સરકારની મદદની અને પક્ષ તરફથી માગણી, અંગ્રેજ સરકારે આનંદરાવ ગાયકવાડને મદદ આપી, કડી તાબે થયું, અંગ્રેજોની વડોદરામાં સત્તા, મલ્હારરાવને વર્ષાસન બાંધી આપવા બદલ લેખ, ગણુપતરાવનું બંડ, છેવટનો અંગ્રેજ અને ગાયકવાડ વચ્ચે કરાર.

## પ્રકરણ ૬ ઠું. પૃ. ૫૧—૬૩

આનંદરાવ ગાયકવાડનું મરણ, શિયાજીરાવ ગાયકવાડનું તખ્તનશીન થવું, બાળહત્યામાં ગાયકવાડની મદદ, લશ્કર સુધારવા માટે અંગ્રેજ સરકાર તરફથી તાકીદ અને ધમકી વગેરે.

## પ્રકરણ ૭ મું. પૃ. ૬૩--૬૯.

ગણુપતરાવ મહારાજનું ગાદીએ બેસવું તથા રાજ્યનો બંગાળા સાથે સંબંધ જોડાયો. ખંડેરાવ મહારાજનું ગાદીએ બેસવું, તેમની તરફથી સને ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારને કીંમતી મદદ, વિજાપૂરનું બંડ, હથિઆર લેવાની શરૂઆત, ઘાતકી શિક્ષાની મનાઈ, ગોવિંદરાવ દિવાન અને ભાઉસિંધે વચ્ચેની ખટપટ, મકરપૂરામાં વસવું, દત્તક લેવાની સનંદ અને મૃત્યુ

# वडोदरा राज्यनो इतिहास.

## मर्यादा.

હિંદુસ્થાનના પશ્ચિમ ભાગે મુંબાઇ ઇલાકામાં વડોદરા સંસ્થાન આવેલું છે. એ સંસ્થાનમાં ૨૯૩૧ ગામ છે. એકંદર વસ્તી ૨૧૫૮૮૯૯ માણસની છે. એનું ક્ષેત્રફળ વડોદરા છાવણી સુદ્ધાં ૮૫૭૦ ચોરસ માઇલ છે. આ સંસ્થાનનો ઘણોક ભાગ ગૂજરાતમાં છે. બાકીનો ફક્ત થોડો ભાગ કાઠિયાવાડમાં છે. ગૂજરાતમાં જે ભાગ છે, તેની સીમા:—

પૂર્વે ઈડર સંસ્થાન, પરાંતીજ પરગણું, મહીકાંઠો, ખેડા-જીલ્લો, પંચમહાલ, રેવા-કાંઠો અને ખાનદેશ જીલ્લો છે. દક્ષિણે સુરત જીલ્લો, વાંસદા સંસ્થાન અને રાજપીપળાનો કાંઇક ભાગ છે. પશ્ચિમે ખંભાતનો અખાત, સુરત તથા ભરૂચ જીલ્લો, ખંભાતનું સંસ્થાન, અમદાવાદ જીલ્લો અને મહીકાંઠો છે. ઉત્તરે રાધનપૂર સંસ્થાન, પાલણપૂર સંસ્થાન અને ઈડર સંસ્થાનનો કાંઇક ભાગ છે.

આ સંસ્થાનનાં પરગણાં આખા ગૂજરાતમાં સેળભેળ છે. એના રાજકીય ભાગ ચાર પાડેલા છે. તે આ પ્રમાણે:—

**कडी प्रांत**—એની ઉત્તરે રાધનપૂર તથા પાલણપૂર છે. પૂર્વે ઈડર સંસ્થાન, પરાંતીજ પરગણું તથા મહીકાંઠો છે. એમાં મુખ્ય ગામ પાટણ, સિદ્ધપૂર, વડનગર, વિશનગર, વિજાપૂર, કડી, દેહગામ અને આતરસુંબા છે.

**वडोदरा प्रांत**—એની ઉત્તરે ખેડાજીલ્લો; પૂર્વે રેવાકાંઠો ને પંચમહાલ; દક્ષિણે રાજપીપળાનું સંસ્થાન તથા ભરૂચ જીલ્લો અને પશ્ચિમે ભરૂચ જીલ્લો તથા ખંભાતનું સંસ્થાન છે. એમાં મુખ્ય ગામ-વડોદરા, ડભોઈ, સંખેડા, પાદરા, પે-

ટલાદ, વસો અને સોજીત્રા વગેરે છે.

**नवसारी प्रांत**—એની ઉત્તરે ભરૂચ જીલ્લો ને રાજ-પીપળાનું સંસ્થાન, પૂર્વે ખાનદેશજીલ્લો; દક્ષિણે સુરતજીલ્લો તથા વાંસદાનું સંસ્થાન અને પશ્ચિમે સુરતજીલ્લો છે. એમાં મોટાં ગામ—નવસારી, ગણદેવી, કામરેજ, બળેશ્વર, સોન-ગઢ, અને વ્યારા છે.

**अमरेली प्रांत**—આ પ્રાંત કાઠિયાવાડમાં છે. એમાં અમરેલી, દામનગર, ધારી, કોડીનાર, શિયાનગર અને પ-શ્ચિમ તરફ ઓખામંડળમાં દ્વારકાં ને બેટ છે.

---

# प्रकरण १ लुं.

મરેઠાનો ઉદય અને ગૂજરાતમાં પ્રવેશ, ખંડેરાવ દાભાડે સાથે દામાજીરાવ ગાયકવાડનું આવવું, તેમણે કીર્તિ અને પ-દ્વી મેળવી, તેમનું મૃત્યું, તેમની જગો ઉપર પીલાજીરા-વનું આવવું, ગાયકવાડીરાજ્યની વડોદરામાં સ્થાપના, ફ-રીને તાબે કરવું અને પીલાજીરાવનું મરણ.

## दामाजीराव गायकवाड.

દિલ્લી શહેર મધ્ય હિંદુસ્થાનમાં છે. મોગલવંશનો શા-હજહાંનો દીકરો ઔરંગજેબ પાદશાહ ત્યાંની ગાદી ઉપર હતો. એ બાદશાહના વખતમાં મરેઠાલોકોમાં શિવાજી શૂ-રવીર પુરૂષ જણાયો. એણે પુના શહેરમાં પ્રથમ મરેઠી રાજ્ય સ્થાપ્યું. ( ઇ. સ. ૧૬૬૪). એ શિવાજીએ ગૂજરા-તમાં આવીને સુરત શહેર છ દિવસ સુધી લૂટયું. ( ઇ. સ. ૧૬૬૬ ). આ વખતે ત્યાં વેપાર ઘણો ધમધોકારે ચાલતો હતો. વળી અંગ્રેજો તથા વલંદાલોકોની વખારો પણ ત્યાં હતી. બીજીવાર મોટી ફોજ લઈ આવી શિવાજીએ સુ-રત શહેર લૂંટયું. ( ઇ. સ. ૧૬૭૦ ). આવી રીતે લૂંટ મે-

જીવવાની લાલચે મરેઠાલોકો ગૂજરાતમાં આવવા લાગ્યા.

જ્યારે મરેઠી રાજ્યની ગાદીપર શિવાજીથી ત્રીજી પેઢીએ શાહુ છત્રપતિ થયો ત્યારે એનો સેનાપતિ ખંડેરાવ દાભાડે હતો. ગૂજરાતમાં પ્રવેશ કરી તેણે ખંડણી ઉઘરાવવી શરૂ કરી. ગૂજરાતની ઘણી ખરાબી કરનારો પુરૂષ એ હતો. એની સાથે પાટીલ ઝીંગોજી બાવાના ભાઇ દામાજીરાવ ગાયકવાડ ગૂજરાતમાં આવ્યા હતા. પુના શહેર પાસેના દાવડી ગામમાં એ પાટીલબાવા રહેતા હતા.

ગાયકવાડે પોતાનું દાવડી ગામ ઘણીક મુદતથી છોડયું હતું. દામાજીરાવ ગાયકવાડ શાહુ રાજાની પાગામાં પ્રથમ નાના નોકર હતા. આ વખતે એમના તાબામાં ૪૦–૫૦ ઘોડાનીજ પાગા હતી. તેઓનો પડાવ હમેશાં [1]નવાપૂર આગળ પડી રહેતો હતો. ઉપર પ્રમાણે જ્યારે ખંડેરાવ દાભાડે ફોજ સહિત ગૂજરાતમાં આવતો હતો, ત્યારે દામાજીરાવ ગાયકવાડ પોતાની પાગા સાથે તેને [2]તાલેગામ આગળ આવી મળ્યા હતા. એ પોતે પોતાની ચંચળાઈ અને શહાણપણને લીધે બસેં ત્રણસેં ઘોડેસ્વારના ઉપરી(કમાંડિંગ) બન્યા હતા. સુરતપરની ચઢાઇમાં ફતેહમંદ થવાથી પોતે લશ્કરમાં નાયક થયા હતા. નવાપૂર મૂકામ આગળ તેમણે ઘણો માર ખાધો હતો, તેથી તેમને તે મૂકામ છોડી દેવાની જરૂર પડી હતી. આ વખતે તેમનો બચાવ પવાર રાજાએ કર્યો હતો.

ઉપરના મૂકામેથી નાશી જઈ તેઓએ ડૂંગરોમાં મૂકામ કર્યો હતો. તેમણે પોતાને રહેવા સારૂ એક ડૂંગર પસંદ કર્યો હતો. એ ડૂંગર મેવાસીલોકોને લગતો હતો. તેથી બીજા લોકોથી ત્યાં પ્રવેશ થાય એમ હતું નહીં. આ ડૂંગર ઉપર રહેવા માટે તેમણે એક કિલ્લો બંધાવ્યો હતો. વળી

---

૧ ખાનદેશમાં છે. ૨ ખાનદેશમાં આવેલું છે.

એ ડુંગર પાસે એક ગામ પણ વસાવ્યું હતું. એ ડુંગરી કિલ્લામાં ગાયકવાડ સરકારનું આખું કુટુંબ રહેતું હતું. એ ગામ ઘણીક મુદત સૂધી ગાયકવાડી રાજ્યનું મુખ્ય ગામ ગણાતું હતું. એ સોનગઢ હાલ પણ છે.

આ સોનગઢ ગામથી ગાયકવાડ સરકાર મૂલકગીરી કરવા નીકળતા હતા. એ ગામનો ઘેરાવો સવા માઇલ અને કિલ્લાનો ઘેરાવો પોણા માઇલનો છે. એ કિલ્લાની ભીંતો પથ્થરની બાંધેલી ને નવ ફીટ ઉંચી છે. સોનગઢ તાપી નદીની દક્ષિણ બાજૂએ સાત માઇલ ઉપર છે. વળી બીજા બે કિલ્લા સાલહેર અને સાલકોટાના પણ તેજ કિલ્લા માફક એક ઉભી ટેકરી ઉપર બંધાવવામાં આવેલા છે. એ બે કિલ્લા વચ્ચે સાદરવેલ અથવા રૂપગઢ નામનો એક કિલ્લો ઉંચી ટેકરીપર છે. સોનગઢથી ૧૧ માઇલને છેટે વ્યારાનો કિલ્લો ½ માઇલ ઘેરાવાનો છે. વળી ગુંડીરાજપૂર નામનો કિલ્લો તાપી નદીના ઉત્તર કિનારાપર આવેલો છે. એ કિલ્લો જંગલોથી ઘેરાયલો છે. એનો ઘેરાવો ૦॥ માઈલ અને ભીંતો પથ્થરથી ૧૫ ફીટ ઉંચી બાંધેલી છે. આ જગોએ સુરતના મુત્સદી સાઇકઉલ ઈસ્લામ તરફથી આવેલી ફોજને પીલાજીરાવ ગાયકવાડે હરાવી હતી. એ ફોજના ઉપરી સૈયદ અકિલ અને મહમદપાના હતા. એમાંના મહમદપાનાને કેદ કરી લઈ તેની પાસેથી ભારે ખંડણી લઈ તેને છોડી મૂક્યો હતો.

આ વખતથી ગૂજરાતમાંનાં મુસલમાની રાજ્યોનો ક્ષય થતો ચાલ્યો. કેમકે મહીકાંઠાના પુષ્કળ કોળીલોકો સામે થયા હતા. બાબી, ઝાલોરી લોકો અને મામીનખાન ગૂજરાતમાં એ સમયે સ્વતંત્ર હતા, એવું ડોળ માત્ર ઉપલક ઉપલક ધરાવતા હતા. કારણ કે તેમાંનો દરેક પોત પોતાને સૂબો માની બેઠો હતો. આ વખતે મારવાડનો અભયસિંહ

રાજા મરેઠાલોકોના લાભમાં હતો. કેમકે મુસલમાન રાજાઓ કરતાં ગૂજરાતમાં પોતાની સત્તા વધારે રહેવાની તે આશા રાખતો હતો.

મરેઠાલોકોનો ગૂજરાતમાં આવવાનો રસ્તો પીપલનેર, સોનગઢ, નવાપૂર અને નવસારી થઇને હતો. એ રસ્તા ઉપર તેમણે પોતાનાં થાણાં મૂક્યાં હતાં. પ્રથમ અમદાવાદની પડોશમાં એ મરેઠી લશ્કર તૂટક તૂટક ભટકતું હતું. એ લોકોના હાથમાં જે લૂંટ આવતી હતી, તે લેઈ પાછા જઇ નાંદોદ અને રાજ્યપીપળાની પાસેના બળવાન દેશમાં જાથુ રહેતા હતા, અને ગૂજરાત તથા દક્ષિણ, વચ્ચેના વેપારના મુખ્ય રસ્તા ઉપર સત્તા ચલાવતા હતા. જ્યારે [1]બાલાપૂર આગળ નિઝામ રાજ્ય સ્થાપનાર અસોફજા અને સૈયદના સૂબા આલમ અલીખાન વચ્ચે મોટી [2]લડાઇ થઈ, ત્યારે દાભાડેવાળું લશ્કર આલમઅલીખાનના પક્ષમાં હતું. ( ઈ. સ. ૧૭૨૦ ). આ લઢાઈમાં દાભાડેનું લશ્કર પોતાના શૂરવિરપણાથી પ્રખ્યાત થયું હતું. એ રણક્ષેત્રમાં દામાજીરાવ ગાયકવાડે પ્રથમજ કીર્તિ મેળવી હતી. આ વખતે એમના ભાગ્યમાં ગૂજરાતનો કારભાર ચલાવવાનું લખાયલું હોય એવાં ચિન્હ દેખાતાં હતાં.

ઉપર પ્રમાણે થવાથી શાહુરાજા આગળ ખંડેરાવ દાભાડેએ દામાજીરાવ ગાયકવાડનાં અતિશય વખાણ કર્યા. તેથી શાહુરાજાએ એ સેનાપતિના હાથ નીચે તેમને બીજી પાયરીએ રાખવાનું ઠરાવ્યું, અને સમશેર બહાદૂરનો કિતાબ

---

૧ બરારમાં આવેલું છે. ૨ આ લઢાઇ અસાફજા અને સૈયદના સૂબા આલમ અલીખાન વચ્ચે થઈ હતી. પહેલાના પક્ષમાં શાહુરાજાના કેટલાક મુખ્ય અમલદારો અને બીજાના પક્ષમાં ખંડેરાવ દાભાડે હતો. આ વખતે એ સેનાપતિ સાથે દામાજીરાવ ગાયકવાડ એક સીપાઈ તરીકે નોકર હતા.

તેમને આપ્યો. આથી તેમનું નામ વધ્યું. એ ગાયકવાડ ભાર્ગવગોત્રી મરેઠા કહેવાય છે.

ઉપર લખ્યા પ્રમાણે બાલાપૂરની લઢાઈ થયા પછી થોડેક મહિને દામાજીરાવ ગાયકવાડ મરણ પામ્યા. વળી તેવામાં થોડેક દિવસે ખંડેરાવ દાભાડે પણ ગુજરી ગયો. તેથી તેની જગોએ તેનો દીકરો ત્રિંબકરાવ દાભાડે સેનાપતિ થયો. દામાજીરાવ ગાયકવાડને પેટે કંઇ સંતાન નહોતું. તેથી તેમની જગો પર પીલાજીરાવ ગાયકવાડને કાયમ કરવામાં આવ્યા. પીલાજીરાવ અને માલોજીરાવ, એ બે ઝીંગોજી બાવાના દીકરા હતા. ઉપર પ્રમાણે પીલાજીરાવને સેનાપતિની બીજી પાયરી મળી અને તેમના ભાઇ માલોજીરાવને ડભોઈ પાસેનું સંખેડા ગામ મળ્યું હતું. ( ઈ. સ. ૧૭૨૧ ). આ માલોજીરાવના વંશજો વડોદરામાં રહે છે. વડોદરાની ગાદી પર હજુસુધી પીલાજીરાવના વંશજોજ રાજ કરે છે.

# પીલાજીરાવ ગાયકવાડ.

આ વખતે ગુજરાતનો સૂબો સરબુલંદખાન હતો. તેની વતી એ પ્રાંતપર અમલ કરનાર નિઝામુલમુલ્ક હતો. તેને દૂર કરી તેની જગોએ દિલ્હીના પાદશાહે સુજાતખાનને ઠરાવીને મોકલ્યો હતો. આથી નિઝામુલમુલ્કનો કાકો હામેદખાન સરબુલંદખાનની સામે થયો. એ હામેદખાને ચોથ આપવાની કબૂલ કરી પોતાને મદદ કરવા માટે કંથાજી કદમ ભાંડેને બોલાવ્યો. એજ પ્રમાણે સુજાતખાન તરફથી લઢાઇ કરનાર તેના ભાઈ રૂસ્તમઅલીખાંએ પોતાની મદદે પોતાની પાસેના ગામથી પીલાજીરાવ ગાયકવાડને બોલાવ્યા. પીલાજીરાવ ગાયકવાડે સામા પક્ષવાળાને મદદ આપવા હા પાડી હતી, છતાં રૂસ્તમઅલીખાંની મદદે જવાનું પણ કબૂલ કર્યું. આ પ્રમાણે કબૂલ કરવાનું કારણ એ હતું કે જે પક્ષ સબળ સમજાશે તે તરફ રહેવાનું ફાવશે. આવા ઈ-

રાદાથી પીલાજીરાવ રૂસ્તમઅલ્લીખાં સાથે મહીનદી ઉતરી અડાસ ભણી જતા હતા, તેવામાં ફાજલપૂર આગળ હામેદખાને તેમના લશ્કર ઉપર હલ્લો કર્યો, પણ રૂસ્તમઅલ્લીની તોપોના મારા આગળ હામેદખાનથી ટકી શકાયું નહીં, તેથી તેને પાછા હઠવું પડ્યું. આ વેળાએ પીલાજીરાવ ગાયકવાડે રૂસ્તમઅલ્લીખાં તરફ રહેવાનું પસંદ કરી, તેને સમજાવ્યું કે તમારી તોપો વગેરે જે હોય તે મારે સ્વાધીન કરી તમે હામેદખાન પાછળ ધાવ અને મારો.

આવી કપટ ભરેલી સલાહથી છેતરાઈ, એ શૂરા અમલદાર રૂસ્તમઅલ્લીએ તે પ્રમાણે કરવાની શરૂઆત કરી, એટલામાંજ પીલાજીરાવ ગાયકવાડે એકદમ તેનીજ તોપો ફેરવી તેનાજ લશ્કર ઉપર હલ્લો કર્યો. એમાં રૂસ્તમઅલ્લીખાંનાં ઘણાં માણસો માર્યા ગયાં. આથી તેને બચવાનો એકે આરો ન રહ્યો, તેથી અંતે તેણે એકદમ પોતાની છાતીમાં કટાર મારી પોતાનો જીવ કાઢી નાંખ્યો. કારણ કે શત્રુને હાથે મરવા કરતાં પોતાને હાથે મરવું તેને વધારે પસંદ પડ્યું હતું.

પીલાજીરાવે ઉપર પ્રમાણે અઘટિત કામ કર્યું. એથી તેઓ કંથાજીની ચોથમાં અરધના ભાગીઆ થઇ પડ્યા. પણ દ્રવ્યમાં ભાગ પડવાથી કજીઓ થયો. એથી શહેરો અને ગામડાં ઉપર માત્ર વધારે બોજો થઈ પડ્યો હતો. પીલાજીરાવના ઘાતકી સ્વભાવને લીધે તેમના કરતાં કંથાજીને લોકો વધારે ચહાતા હતા. આથી કંથાજીએ કહેવડાવ્યું કે "લોકો મને વધારે ચહાય છે, માટે તમને જે પૈસા આપવામાં આવે; તે લેઈ તમારે ચાલ્યા જવું." આ અપમાનથી ગુસ્સે થઈ પીલાજીરાવે કહેવા આવનાર માણસને કેદ કર્યો. આ કારણથી બંને વચ્ચે કજીઓ થયો. તેમાં અંતે પીલાજીરાવ હાર્યા અને માતર પરગણામાં નાશી ગયા.

હામેદખાનને પોતાના સહાય-કારીઓ છોડીને જાય નહીં

એટલા માટે આગળથી વિચાર કરી એવો ઠરાવ કરી રાખ્યો હતો કે—મહી નદીની પૂર્વ તરફની ચોથ પીલાજીરાવ ગાયકવાડ લે અને પશ્ચિમ ભણીની ચોથ કંથાજીરાવ લે. પણ મરેઠા-લોકોનો પોતાને ઠેકાણે જવાનો ચાલ હતો, તેથી તેઓ ચોમાસુ બેસતાં ચાલતા થયા. લઢાઈ થયા પછી પીલાજી-રાવ સોનગઢ ગયા અને કંથાજીરાવ ખાનદેશ મધ્યેના એક પરગણામાં ગયા.

હામેદખાનની મોટી લઢાઈ માલમ પડવાથી દિલ્હીના પા-દશાહે ગૂજરાતના સૂબા સરબુલંદખાનને બંદોબસ્ત કરી શાંતિ પાડવા માટે ગૂજરાત તરફ જવા ફરમાવ્યું. એથી પોતે મોટી ફોજ સાથે અમદાવાદ તરફ જવા નીકળ્યો. આ સમાચાર હામેદખાનના જાણવામાં આવ્યા, અને પોતાના સહાયકારી મરેઠાલોકો આવી નહીં મળે એમ ધારી અ-મદાવાદના રક્ષાણાર્થે થોડાક કિલ્લેદારોને મૂકીને પોતે નીકળી ચાલ્યો. પણ મદદગારો મહી નદી ઉતરી મહેમદાવાદ આ-ગળ જતાં તેને આવી મળ્યા. તેથી અમદાવાદ ભણી તે પાછો ફર્યો; પરંતુ ત્યાં જઇ પહોંચતાં અગાઉ રક્ષણાર્થે મૂ-કેલા કિલ્લેદારોને સરબુલંદના પક્ષની ટોળીવાળાએ કાઢી મૂક્યા હતા, વળી સરબુલંદખાન અડાળજ આગળ આવી પડ્યો હતો. હામેદખાન અને સરબુલંદખાન વચ્ચે લઢાઈ થઇ, તેમાં હામેદખાન જીત્યો પણ તેને નુકશાન બહુ પ-હોંચ્યું હતું. વળી લઢવાને પણ તે અશક્ત થઈ પડ્યો હતો. તેથી બંને સહાયકારી મરેઠાઓ તથા હામેદખાંન પોતે લૂ-ટારા થઇ પડ્યા હતા. સરબુલંદખાંએ જોઇએ તે કરતાં પણ વધારે બંદોબસ્ત કરી દીધો હતો, તો પણ મરેઠાલોકોએ આઠે માસ લૂંટ જારી રાખી હતી; પરંતુ ચોમાસુ બેઠું એટલે તેઓ પોતાને ઠેકાણે ચાલ્યા ગયા.

મરેઠાની થતી લૂંટફાટ અટકાવવા સારૂ સરબુલંદે ઘણો

પ્રયત્ન કર્યો, પણ તે વ્યર્થ ગયો. કારણ કે તેના તાબાના દેશની એટલી તો ખરાબી થઈ ગઈ હતી, કે—પોતાને ખર્ચે થતા જેટલી ઉપજ પણ પોતે કરી શક્યો નહીં. આથી નાણાંની મદદ માટે તેણે પાદશાહને અરજ કરી, પણ તે વ્યર્થ ગઈ. આથી સરબુલંદખાન અંતે લાચાર થયો. માટે થતી લૂંટફાટ અટકાવવા સારૂ પીલાજીરાવ ગાયકવાડને ચોથ આપવાની તેણે કબૂલ કરી, પણ એમ કરેથી સરબુલંદનું કાંઈજ વળ્યું નહીં. કેમકે ચોથને બદલે તમામ ખંડણી, એ મરેઠાઓ ઉઘરાવી લેતા હતા. આ પ્રમાણે થવાથી અંતે સરબુલંદે પેશવાની મદદ માગી.

ઉપર પ્રમાણે મદદની માગણી થવાથી ચીમનાજી આપા મોટી ફોજ લેઈ ગૂજરાતમાં આવ્યો. તેણે તમામ ખંડણી સરબુલંદવતી ઉઘરાવી લીધી. પેશવાના કહાવ્યા પ્રમાણે તેણે સરબુલંદ સાથે ઠરાવ કર્યો. તે આ પ્રમાણે સરબુલંદના તાબાના દેશનું રક્ષણ કરવા સારૂ પેશવા સરકાર ગૂજરાતમાં બે હજાર ઘોડેસ્વાર જાથુ રાખે, જોઇતી મદદ આપે, દેશનું રક્ષણ કરે; વળી શાહુરાજા તરફની પણ કબૂલત આપી કે—દેશના ઉંચાં મન થએલા જમીનદારો અને બીજા લોકોની સલાહ શાંતિમાં ભંગાણ કરનાર હરકોઇને મરેઠી પ્રજા આશરો આપે નહીં. આ ઠરાવ પીલાજીરાવ ગાયકવાડને અર્થેજ માત્ર થએલો હતો. કારણ કે એઓ દેશના લૂંટારા અને ભીલ કોળી લોકો સાથે મળી ગએલા હતા.

પેશવા સરકારે સરબુલંદ સાથે ઉપર પ્રમાણે ઠરાવ કર્યો. એથી ત્રિંબકરાવ દાભાડે વગેરે બીજા મરેઠાઓની આંખમાં ઝેર આવ્યું. તેથી મરેઠાઓ એકસંપ થયા. દાભાડેએ પાંત્રીશ હજાર ફોજ પેશવા સાથે લઢવાને ગૂજરાતમાં એકઠી કરી. વળી નિજામુલમુલ્કે તેને આશરો આપવાની હા પાડી હતી, તેથી દાભાડેએ સંપીલા મરેઠા સહિત પેશવા ઉપર

ચઢાઈ કરવાને ઠરાવ કર્યો. લઢાઈ કરવાનું બહાનું દાભાડેએ એવું કાઢ્યું કે, પેશવા શાહુરાજાનું રાજ લેઇ લેવા ધારેછે અને પોતે દક્ષિણ ઉપર સ્વારી કરનાર છે. આથી બાજી-રાવ પેશવાએ પણ તેના સામે જવાની તૈયારી કરી. એની ફોજ સંખ્યામાં ઓછી હતી, પણ તેમાં કીર્તિ પામેલા લઢવાઇયા લોકો ઘણાક હતા. બાજીરાવ પેશવા નર્મદા નદી ઉતરી જેવો ગૂજરાતમાં આવ્યો તેવોજ તેની ફોજના મોખરાના સરદાર સાથે પીલાજીરાવના દીકરા દામાજીરાવે પોતાના તાબાની ટૂકડીવડે ટક્કર લીધી. તેમાં બાજીરાવની હાર થઈ. પણ તેથી તે નિરાશ થયો નહીં, ને આગળ વધીને ડભોઈ તથા વડોદરા વચ્ચે ભીલુપૂર ગામ પાસે શત્રુઓ સાથે ભીડચો. કારણ ત્યાં પણ દાભાડેનું લશ્કર પડેલું હતું. એ લઢાઇમાં ત્રિંબકરાવ દાભાડે મૂઓ અને પેશવા જીત્યો. તેથી કહેવા માત્ર તેની સત્તા મરેઠા ઉપર થઇ. (ઈ. સ. ૧૭૩૧).

વળી એ લઢાઇમાં પીલાજીરાવના દીકરા શિયાજીરાવ મરાયા અને પોતે ઘાયલ થયા. તે છતાં મહા મુશિબતે તેઓ પોતાના બે દીકરા દામાજીરાવ અને ખંડેરાવને લઇને સોનગઢ જતા રહ્યા. જાનોજી દાભાડે અને માલોજીપવાર પણ મરાયા. તુંદાજીપવાર તથા ચીમનાજી-પંથ બંદીવાન થયા. આનંદરાવ-પવાર ઘાયલ થયા હતા. વળી બાજીરાવપેશવા પણ થયો.

# વડોદરા શહેર.

અઢારમા સૈકામાં દિલ્હીની પાદશાહી નબળી પડી તે વખતે અસોફજા, અલીવર્દીખાન અને હૈદરઅલીએ પોત પ્રોતાનાં નવાં રાજ્યો સ્થાપ્યાં હતાં. આ પ્રસંગે મુસલમાન અમીરો જેઓ સુરત અને ખંભાતમાં સૂબાઓને ઠેકાણે હતા. તેઓ નવાબો થયા હતા. એજ પ્રમાણે વડોદરામાં પણ નવાબી રાજ્ય હતું. એ શહેરનો સૂબો હુસેનુદ્દીન હતો.

જે વખતે અંગ્રેજ વેપારીઓ વેપાર છોડી દઈ લઢવા-ઇયા થયા હતા તે વખતે મુસલમાન અને મરેઠાલોકોનું રાજકીય ઐકય નબળું થવા માંડયું હતું. આથી તેમની તવારીખ ટૂંકી થતી ચાલી. એ લોકોનાં નસીબ અજબ રીતે ફરી બેઠાં હતાં. પ્રથમ એ લોકો જોરાવર અને હિંમતવાન હતા, પણ તેમની શરૂઆત જોરપર હતી નહીં. આ પ્ર-માણે થવાથી આખરે એ બંને કોમના માણસો જેમની તેમની શકિત પ્રમાણે લશ્કરના આગેવાનો અને સરદારો થયા હતા. ફકત રાજાને યોગ્ય જણાઈ આવે એવાં કુટુંબો બાલાજી વિશ્વનાથ, મલ્હારરાવ હોલ્કર, રાનોજી સિંધિયા, વિસ્વાસરાવ, ઉદાજી પવાર, કંથાજી કદમ ભાંડે અને પી-લાજીરાવ ગાયકવાડનાં હતાં.

આગળ લખ્યા પ્રમાણે વડોદરાના સૂબા હુસેનુંદ્દીન પા-સેથી કેટલીએક કોશીસો કરી પીલાજીરાવ ગાયકવાડે વડો-દરા તથા ડભોઇ, શહેરો લેઇ લીધાં હતાં. (ઇ. સ. ૧૭૨૬ ). તેથી એ સૂબો ખંભાત જતો રહ્યો, અને ત્યાંથી સોરઠમાં નાશી ગયો. આ વખતે કંથાજી કદમ ભાંડે, ચાંપાનેરમાં હતો. તેની અને પીલાજીરાવ ગાયકવાડની વચે મૂળથી વેર-ભાવ ચાલતો આવ્યો હતો, તેથી તેણે વડોદરા તથા ડભોઇ શહેરો લેઈ લેવા માટે બાજીરાવને ઘણીએક રીતથી ઉશ્કેર્યો હતો. આથી બાજીરાવ પેશવાએ એ બે શહેરો લેઈ લેવા માટે પવાર મારફતે ઘણીક યુકિતઓ કરાવી, પણ તે બધી અફળ થઈ. કારણ—પીલાજીરાવ ગાયકવાડને તે વખતે ભીલ કોળી, લોકો વગેરેની સારી મદદ હતી. આથી એ શહેરો ગાયેકવાડના તાબામાં રહી શકયાં. વડોદરા શહેરમાં પીલા-જીરાવ ગાયકવાડે મોટી ધામધુમ સાથે ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી. ( ઈ. સ. ૧૭૩૦ ).

ઉપર લખ્યા પ્રમાણે ભીલપૂર ગામની લઢાઇમાં બાજીરાવ

પેશવા ઘાયલ થયો હતો, તોપણ તેણે ગૂજરાતના સૂબા સરબુલંદખાનની સલાહથી ગાયકવાડ તાબાનું વડોદરૂં શહેર સર કરવા માટે ફરીથી જાતે ચઢાઈ કરી, પણ તરતજ ગાયકવાડ પીલાજીરાવે તેની સાથે સલાહ કરી. એથી તે લઢાઈ ન કરતાં સતારે પાછો ગયો.

ભીલુપૂરની લઢાઇમાં પેશવાનો જય થવાથી દરેક મરેઠી રાજ્ય તરફથી તેના ઉપર ઇર્ષા ઉત્પન્ન થઇ. એ મટાડી દેવાને બાજીરાવ પેશવાએ ઘણા ઘણા પ્રયત્નો કર્યા. ત્રિંબકરાવ દાભાડેનું મરણ થવાથી તેની જગોએ તેના બાળપુત્ર યશવંતરાવને સેનાપતિના અધિકાર ઉપર કાયમ કર્યો. તેની ઉપર દેખરેખ રાખવાનું કામ તેની માતુશ્રીને સોંપ્યું હતું. વળી તેમના પ્રથમ મુતાલિક (મુખ્ય તરીકે કામ ચલાવનાર) પીલાજીરાવ ગાયકવાડ હતા. તેથી તે કામ ઉપર તેમને કાયમજ રાખ્યા. આ વખતે તેમના વંશ પરમપરાની જે પદ્વી સમશેર બહાદૂરની હતી, તેમાં બીજી સેનાખાસખેલની પદ્વી વધારવામાં આવી. માટે આજ વખતથી સેનાખાસખેલ સમશેર બહાદૂરની પદ્વીથી ગાયકવાડ સરકારને લખવાનો વહીવટ શરૂ થયો હતો.

પેશવા અને સેનાપતિ વચ્ચે કોઇપણ વખતે તકરાર ન પડે એવા ઈરાદાથી એક લેખ તૈયાર કરવામાં આવ્યો હતો. એ લેખ ઉપર પેશવા સરકારે અને સેનાપતિ દાભાડેએ સહીઓ કરી હતી. એ લેખની મતલબ એ હતી કે– ગૂજરાત અને માળવામાં જે એક બીજાની જગાઓ છે, તેમાં અરસ્પરસ કોઈએ હાથ ઘાલવો નહીં. વળી આખા ગૂજરાત પ્રાંતની તમામ વ્યવસ્થા સેનાપતિ કરે. પણ પેશવા સરકારની મારફતે સતારાના રાજાને ઉપજમાંથી અરધો ભાગ આપે.

સરબુલંદે ગૂજરાતની ચોથ તથા સરદેશમુખી મરેઠા-

ઓને આપવાની કબૂલ કરી હતી. એ વાત દિલ્હીના બાદશાહને પસંદ પડી નહીં. માટે સરબુલંદને તે જગો ઉપરથી દૂર કર્યો, અને મારવાડના રાજા અભયસિંહને ઠરાવ્યો. તેથી તે રાજ્યનો કબજો લેવા માટે તે મોટી ફોજ સહિત અમદાવાદ આવ્યો. એની સામે સરબુલંદ થયો. પણ આખરે તે હાર્યો. તેથી તે પાછો દિલ્હી ગયો. તેનું ત્યાં પાદશાહ તરફથી ઘણું અપમાન થયું.

આ વેળાએ ભરૂચ પરગણાના ફોજદારી કામ ઉપર સરબુલંદખાનના હાથ નીચેનો અબ્દુલ્લાબેગ હતો, તેણે એમ જાહેર કર્યું કે ભરૂચ પરગણું સરબુલંદ તરફથી તેને મળેલું છે. વળી નિઝામુલમુલ્કે પણ તેને નેક આલમનો ઇલકાબ આપેલો છે. તેથી તે પોતે તેનો નોકર છે, એમ પણ કહેવા લાગ્યો. આ બે કારણોને લીધે અભયસિંહ કે મરેઠાઓ પૈકી કોઇને પણ તેણે પત કર્યા નહીં.

પીલાજીરાવ ગાયકવાડ અને તેમના સેનાપતિ યશવંતરાવ સાથે સખ્ત રીતે વર્તવાનું વલણ પેશવા સરકારનું હતું નહીં. તોપણ તેમની હાલત તે વખતે એટલી બધી તો નબળી હતી કે તેજ વખતથી તેમના ઇતિહાસનો અંત આવત. પણ ગાયકવાડ સરકારને સારા ભાગ્યે તે વખતે એક દૃઢ માણસ મળ્યો હતો. આથી તેઓ પોતાના શત્રુઓને વશ કરી શકયા હતા. વળી આ વખતે તેમના સેનાપતિ નાની ઉમરના હતા, તેથી તેમના તમામ સૈન્યનો ઉપયોગ પીલાજીરાવ ગાયકવાડ પોતે પોતાની સ્વેચ્છા પ્રમાણે કરી શકતા હતા. આ વખતે પીલાજીરાવ ગાયકવાડના કબજામાં ફક્ત વડોદરા, ડભોઈ અને સોનગઢ એ ત્રણ શહેરોજ હતાં. આ ત્રણે શહેરો કબજાનાં હતાં. તેથી ગાયકવાડને કોળી, ભીલ અને જમીનદારો તરફથી સારી મદદ મળી હતી. આવી રીતના તેમના જબરા ઐકયવડે તેઓ બીજા-

ઓની સાથે ફાવી શકતા હતા.

ઉપર પ્રમાણે ગાયકવાડને જબરો સંપ હતો તોપણ ગુજરાતના સૂબા મહારાજા અભયસિંહે ગાયકવાડ તાબાનું વડોદરૂં શહેર લેઈ લેવા પ્રયત્ન કીધો. તેમાં તે સફળ થયો અને વડોદરૂં કબજે થયું. (ઈ. સ. ૧૭૩૨) એ વડોદરૂં કબજે કરનાર સરદારનું નામ ધોકલસિંગ હતું. આ વખતે પીલાજીરાવ ગાયકવાડ ડાકોર તરફ ગએલા હતા. તેથી તે શહેર લેવાની સારી તક અભયસિંહના સરદારને મળી હતી. વડોદરૂં લઈને શેરખાન બાબીને સોંપવામાં આવ્યું હતું.

અભયસિંહના અમલદારે વડોદરૂં તાબે કર્યાના સમાચાર પીલાજીરાવને મળ્યા કે તરતજ તેઓ લઢવાને બહાર પડ્યા આ વખતે પીલાજીરાવે ઘણીક જીતો મેળવી બાદશાહી ઘણાક મુખ્ય કિલ્લાઓ લઈ લીધા. આથી અભયસિંહને કાંઈ ચેન પડ્યું નહીં. તેથી આખરે તેણે પીલાજીરાવને છેતરીને મારી નાંખવાનો નિશ્ચય કર્યો. આ વખતે પીલાજીરાવનો મૂકામ ડાકોર ગામમાં હતો. એ ગાયકવાડને વહેમ આવે નહીં એવી રીતે અભયસિંહના માણસોએ તેમની પાસે તંબુમાં ઘણીક વખત આવ જા કરી. એક દિવસે તે પ્રમાણે છૂપી રીતે મારનાર માણસોએ છેક સાંજની વખતે ગાયકવાડના તંબુમાંથી જવાની રજા માગી અને ગયા. પણ તે ટોળી માંહેલા એકજણે કાંઇ જરૂરીઆતની વાત કહેવાની રહી ગઈ છે, એવું ડોળ કરી તંબુમાં પેસી એકદમ પીલાજીરાવના કાળજામાં કટાર ઘોચી ઘાલી. આથી તેઓ તરતજ મરણ પામ્યા. (ઈ. સ. ૧૭૩૨).

ઉપર પ્રમાણે અભયસિંહે ગાયકવાડનો પ્રાણ લીધો, તોપણ તેથી તેનો કંઇપણ હેતુ પાર પડ્યો નહીં. કેમકે પાદરાના દેશાઈ પીલાજીરાવના ઇષ્ટમિત્ર હતા. તેણે એકદમ આખા દેશના ભીલ, કોળી વગેરે લોકોને એકઠા કર્યા અને

એકદમ વડોદરાપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો. આ વખતે પીલાજીરાવના ભાઈ માલોજીરાવ ગાયકવાડ જંબુસરમાં હતા. તેમને ત્યાંથી તેડાવી લેઇ એ દેશાઇએ પોતાની સાથે રાખી એકદમ ચઢાઈ કરી શેરખાન બાબી પાસેથી વડોદરૂં શહેર છીનાવી લીધું. ( ઈ. સ. ૧૭૩૪ ) આ વખતથીજ વડોદરૂં શહેર ગાયકવાડ સરકારના તાબામાં છે.

પેશવા સરકાર તરફથી ઉદાજીપવાર ગુજરાત તથા માળવામાં સૂબા તરીકે કામ કરતો હતો. તેના દીકરા આનંદરાવ પવારે ધારમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. આ પવાર કુટુંબની શરૂઆતથી તેની અને પીલાજીરાવ ગાયકવાડની વચ્ચે વૈર ચાલતું હતું. પણ ઇશ્વરીચ્છાથી એ બે કુટુંબો વચ્ચે લગ્ન થયાં, તેથી સારો સંબંધ જોડાયો હતો. આથી બીજાઓ જોડે ચાલતા કજીઆ વખતે એ બે કુટુંબો અરસ્પરસ એક બીજાની મદદ લેતાં દેતાં હતાં.

---

# प्रकरण २ जुं

દામાજીરાવની જોદ્ધપુર સુધીની ચઢાઇ, હોલ્કરને ગુજરાતમાં આવવાની ઉશ્કેરણી, અભયસિંહનું ગુજરાતના અધિકાર ઉપરથી જવું. ગુજરાતના અમલદારોમાં ફેરફાર અને દામાજીરાવની ઉપયુક્તિ, તેમનું સતારે જવું અને પેશવા સાથેનો કરાર, મરેઠાઓના હાથમાં ગુજરાતનું આવવું, દામાજીરાવનું મરણ તથા સંતતી.

## दामाजीराव गायकवाड.

પીલાજીરાવના વડા પુત્ર દામાજીરાવ ગાયકવાડ હતા. તેઓ મોટી સેના લઈ ગુજરાતમાં આવ્યા. તેમણે ચઢાઈ કરીને ગુજરાતની પૂર્વ ભણીનાં કેટલાંએક મુખ્ય પરગણાં પોતાને કબજે કરી લીધાં. પછી તેમણે ઠેઠ જોધપૂર સુધી

ચઢાઈ કરી. તેથી અમદાવાદ શહેર પોતાના એક મુતાલિકને સોંપીને પોતાનું વંશ પરંપરાનું રાજ્ય સંભાળવા માટે અભયસિંહને ત્યાં જવાની જરૂર પડી.

ઉપર પ્રમાણે દામાજીરાવ ગાયકવાડે ગુજરાતમાં પોતાની સત્તા જમાવી પોતાના બાપનો ઇલિકાબ સેનાખાસખેલ અને વડાવાનો સમશેર બહાદુર, એ બંને ભેગા કરી દામાજીરાવ ગાયકવાડે ધારણ કર્યા. પછી એએક વરસે પોતાના બાપના સામાવાળીઆ કંથાજી કદમ ભાંડેને પ્રાંતમાંથી તેમણે હાંકી કાઢ્યા. આથી તેણે બીજે વરસે હોલ્કરને ગુજરાત ઉપર હલ્લો કરવા તેડી આણ્યો. ( ઈ. સ. ૧૭૩૫ ) તેણે એકાએક આવીને અમદાવાદની ઉત્તરનાં કેટલાંક શહેરો લૂંટી લીધાં, અને ઇડર તથા પાલણપૂરથી તે છેક બનાસ નદી સૂધીની ખંડણી ઉઘરાવી લીધી. પછી જેવા તેઓ આવ્યા તેવાજ પાછા પોતાના દેશમાં જતા રહ્યા.

આ બનાવ બન્યા પછી ગુજરાતના સૂબા અભયસિંહને તેના અધિકાર ઉપરથી તરતજ દૂર કરવામાં આવ્યો. આ અધિકાર ઉપર બાદશાહે નજીમુદવલ્લા મોમીનખાનને ઠરાવ્યો. એથી એ સૂબો અમદાવાદના અધિકાર ઉપર આવ્યો. ( ઇ. સ. ૧૭૩૭ ) પણ અભયસિંહના મુતાલિક રતનસિંહે તે શહેર તેને સોંપ્યું નહીં. માટે તેને કાઢી મૂકવા સારૂ મોમીનખાનને મદદ માગવાની તરતજ જરૂર પડી. આથી દામાજીરાવ ગાયકવાડે મોમીનખાન સાથે સામસામા ઠરાવ કરી લીધા. પછી તરતજ રંગોજીને કેટલીએક ફોજ આપી પોતાના નવા મળતીઆ સાથે મોકલ્યો. આ પ્રમાણે બંને જણે મળી અમદાવાદ ઉપર હલ્લો કર્યો. પણ રતનસિંહે તેમને એકદમ પાછા હઠાવી દીધા. છેવટે રતનસિંહ તાબે થયો. અમદાવાદ મોમીનખાનના કબજામાં આવ્યું. ( ઈ. સ. ૧૭૩૭ ) આથી પાદશાહ તથા મરેઠાનો ખંડણીમાં ને

સત્તામાં બરોબર અરધો અરધ ભાગ મોમીનખાને ઠરાવ્યો હતો. તેથી ઉલટું કજીઆનું મૂળ ઉભું થયું.

આથી પાદશાહ નાખુશ થયો અને મોમીનખાનને એકદમ ગુજરાતના અધિકાર ઉપરથી દૂર કર્યો. એ જગોએ નિઝામુલમુલ્કને તેના દીકરા ગાઝીવર્દિનના નામથી અધિકાર સોંપી મોકલ્યો. આ વખતે બાદશાહે એવી સરત કરી લીધી હતી કે મરેઠાલોકોને બંને પ્રાંતમાંથી હાંકી કાઢવા. આ પ્રમાણે કરવાની નિઝામુલમુલ્કમાં તાકાદ નહોતી. તેથી તે બળવાન શત્રુ બાજીરાવ સાથે લઢતાં હાર્યો. માટે બાદશાહ પાસેથી આખો માળવા પ્રાંત તથા ચંબલા અને નર્મદા નદીની વચ્ચેના તમામ પ્રદેશનું આધિપત્યપણું અપાવવાનો કરાર તેણે પેશવા સાથે કર્યો.

આ વખતે દામાજીરાવ ગાયકવાડ ભારે સત્તાવાળા થઇ પડ્યા હતા. ત્રિંબકરાવની વિધવાના તે વ્યવસ્થાપક હતા. તેથી દાભાડેની ટૂકડી ઉપર તેઓ પોતાની મરજી પ્રમાણે સત્તા ચલાવતા હતા. યશવંતરાવ પોતાનું કામ ઉપાડી લેવા જેવી પાકી ઉમરનો નહોતો. વળી મુખ્ય તરીકે કામ ચલાવવાની આવડ તેનામાં નહતી. આથી મરેઠાઓની સર્વ સરદેશ મુખી તથા કાઠિયાવાડમાંની તમામ ખંડણી મોમીનખાનના મરણ થતાં સૂધીના વખતની દામાજીરાવ ગાયકવાડે ઉઘરાવી લીધી હતી (ઈ. સ. ૧૭૪૬).

ઉપર પ્રમાણે થતું જોઈને બાદશાહે અબદુલ અઝીઝખાનને ગુજરાતનો નવો સૂબો ઠરાવ્યો. પણ તે આ વખતે દક્ષિણમાં ઔરંગાબાદમાં હતો. ત્યાંથી તે કેટલીક ફોજ લેઈ પોતાના નવા અધિકાર ઉપર આવવાને નીકળ્યો. રસ્તામાં આવતાં ભરૂચ પાસેના અંકલેશ્વર ગામ આગળ દામાજીરાવના પક્ષવાળા લશ્કરે તેનો પૂરેપૂરો નાશ કર્યો. આ પ્રમાણે થવાથી બાદશાહે કબજો લેવા સારૂ ફકીર ઉદવલ્લાને

મોકલ્યો. તે અમદાવાદ આવી પહોંચ્યો. પણ રંગોજીરાવે તેની સામે થઇ અમદાવાદનો કબજો તેને લેવા દીધો નહીં (ઈ. સ. ૧૭૪૪) આ વખતે દામાજીરાવ ગાયકવાડ સતારામાં હતા.

એવો લાગ જોઈને તેમના ભાઈ ખંડેરાવ ગાયકવાડે પોતાને અનુકૂળ પડતો ફેરફાર તરતજ કરી દીધો. તેએ કે-રંગોજીને તેના કામ ઉપરથી દૂર કરી તેની જગોએ પોતાની તરફના એક જણને રાખ્યો. વળી ફકીર ઉદવલ્લાને કેટલોક આશરો આપ્યો. પરંતુ એ બનાવ બન્યો કે તરતજ દામાજીરાવ ગાયકવાડ તાબડતોબ પાછા આવ્યા અને મરેઠાઓના સ્વાર્થને નુકશાનકારક થઇ પડે તેવો સંબંધ તરતજ તેમણે તોડી પાડ્યો. ખંડેરાવને તે વખતે બોરસદનો કિલ્લો અને અમૂલ્ય નડિયાદ પરગણું દામાજીરાવે આપ્યાં. વળી વડોદરામાં તેમને પોતાના મુતાલિક ઠરાવ્યા. આવી ઉપયુક્તિએ કરીને દામાજીરાવ ગાયકવાડ પોતાના કુટુંબના ઘણા માણસો ઉપર પોતાનું ઉપરીપણું પોતે જાળવી શકયા.

ઉપર પ્રમાણે પોતાની સત્તાને ખલેલ પહોંચાડનારી જે અડચણ આવી પડી હતી, તે દૂર કરી તેમણે ફકીર ઉદવલ્લાને માન્ય કર્યો નહીં, પણ ઉલટો પોતાના જૂના મળતીઆના ભાઇ તથા છોકરાઓને આશ્રય આપ્યો, એ બધી હકીકતથી સાફ સમજાઈ આવે છે કે દામાજીરાવ ગાયકવાડ રાજકીય બાબતમાં ઘણાજ કાબેલ હતા. એજ ગુણને લીધે ગાયકવાડી રાજ્યનો ઓહોળો રીતે વિસ્તાર-તેઓ કરી શકયા હતા.

મરેઠી રાજયની સર્વ સત્તા તેના ચાકર બાલાજી બાજીરાવ પેશવા બથાવી પડ્યો છે. એવું શિવાજીની સ્ત્રી તારાબાઇએ પોતાના દીકરા રાજારામને ખુલ્લી રીતે સમજાવી

આપ્યું. વળી તેણીએ કહ્યું કે "એ સત્તા તું પાછી મેળવી લે." પણ તેમાં તે બાઇનું કાંઈએ વળ્યું નહીં. આથી તારાબાઇએ દામાજીરાવને સતારે તેડાવ્યા હતા. વળી તેની સાથે એમ પણ જણાવવામાં આવ્યું હતું કે-મરાઠી રાજ્ય અને રાજાને બ્રાહ્મણોના કબજામાંથી છોડી દેવડાવ. આ પરથી દામાજીરાવ સતારે જવાને નીકળ્યા. એ વાતની પેશવાને ખબર પડી કે તરતજ રાજાને સતારાના કિલ્લામાં બોલાવી એકદમ કેદ કર્યો. (ઈ. સ. ૧૭૫૧). પ્રથમ પેશવાના સરદારોને દામાજીરાવે હરાવ્યા અને સતારામાં તારાબાઈને જઈ મળ્યા-પણ પછીથી તરતજ પાછા હઠવું પડ્યું.

આથી ગાયકવાડને પેશવા સાથે કોલ કરાર કરવાની જરૂર પડી. આ લાગ જોઈને સપડાઈ ગએલા દામાજીરાવ ગાયકવાડ પાસે ગુજરાતમાંના ચઢેલા રૂપીઆ તથા કેટલોક મૂલક માગ્યો. એથી ગાયકવાડે એમ જાહેર કર્યું કે- એ પોતે ડાભાડેનો મુતાલિક છે. તેથી પેશવાની માગણી તેમને કબૂલ કરવાની સત્તા નથી. આથી પેશવા ગુસ્સે થયો અને દાભાડે તથા ગાયકવાડનાં કુટુંબનાં માણસોને એકદમ કેદ કરી લઇ એક ડુંગરી કિલ્લામાં મોકલાવી દીધાં. પછી એકદમ તેણે ગાયકવાડની છાવણી ઉપર હલ્લો કરી લૂંટ કરી અને પકડાએલા ગાયકવાડને પુને મોકલાવી દીધા. આ-લાગનો લાભ લઇ પેશવાએ ઘણા સખ્ત કરારો ગાયકવાડ પાસેથી લખાવી લીધા. આથી ગાયકવાડી રાજ્યને ઘણું નુકશાન લાગે તેમ હતું. તોપણ લાચારીથી તેમને તેમ કરવું પડ્યું.

**કરારનો સાર**—ચઢેલા રૂપીઆને બદલે પંદર લાખ રૂપીઆ આપવા અને આ વખતે ગાયકવાડના કબજામાં જે મૂલક હોય તે તથા હવે પછી જે નવો મૂલક કબજામાં આવે તે તમામની ઉપજમાંથી અરધો ભાગ ગાયકવાડ સરકારે પેશવાને આપવો. વળી જે ડેકાણેથી ખંડણી ઉપ-

જનો ભાગ અથવા સરદેશમુખી મળતી હોય, તેમાંથી પણ ખરચખુંટણ કાઢતાં બાકી જે વધે તેમાંથી પણ અરધો ભાગ આપવા કબૂલ કર્યું. પણ ગાયકવાડને જરૂર પડે તે વખતે પેશવા સરકાર દસ હજાર ઘોડેસ્વાર સાથે મદદ આપે એવી કબૂલત પેશવાએ આપી હતી. દાભાડેના ગુજરાતમાંના ભાગમાંથી દર વરસે પાંચ લાખ વીશ હજાર રૂપીઆ મુતાલિક તરીકે ગાયકવાડેજ પહોંચતા કરવા એવું ઠરાવ્યું હતું. વળી રાજાના માણસોના ખર્ચ પેટે પણ કાંઈક રકમ આપવી કબૂલ કરી હતી. આ કરારથી પેશવાના તાબામાં જેજે પરગણાં આવે તે તે પરગણાંમાં થાણાં બેસાડવાની ગાયકવાડે હા પાડી મદદ આપવા કબૂલ કર્યું હતું. વળી સૌરાષ્ટ્રના આખા દ્વીપકલ્પની ખંડણી ઉઘરાવવાના કામમાં પણ મદદ આપવી કબૂલ કરી હતી.

આ ઉપરના કરારનો અમલ કરવા માટે પેશવાએ પોતાના ભાઈ રઘુનાથરાવને ગાયકવાડ સાથે મોકલ્યો. આજ વખતે દામાજીરાવ ગાયકવાડ કેદમાંથી છૂટયા. (ઇ. સ. ૧૭૫૫). તેથી તેઓ પણ પોતાની ફોજ સાથે પુનેથી નીકળી આવ્યા. એ બંને જણાએ આવતાં આવતાં ખંડણી ઉઘરાવી લીધી અને દેશનો કબજો કરી લીધો. આ પ્રમાણે કરતાં કરતાં તેઓ ઠેઠ અમદાવાદ સુધી આવી પહોંચ્યા. પણ કોઇએ તેમનો અટકાવ રસ્તામાં કર્યો નહીં.

આ શહેર આ વખતે જુવાન મર્દખાન બાબીના તાબામાં હતું. એ બાબીને મોમીનખાનના ભાઈએ પોતાનું મરણ થતાં અગાઉ મોગલાઇ તાબાના ભાગ ઉપર ઠરાવ્યો હતો. પણ દામાજીરાવ ગાયકવાડ કેદ થએલા જાણીને તે બાબી આખા અમદાવાદ શહેરની સત્તા બથાવી પડયો હતો. ફકત ગાયકવાડ તાબાનું લહેણુંજ માત્ર ઉઘરાવી લેવા દેતો હતો.

ઉપર પ્રમાણે બંને એકઠા મળેલા સરદારો જ્યારે અ-

મદાવાદ આગળ આવ્યા, ત્યારે જુવાનમર્દખાન બાબી પાલણપુરમાં હતો. તેથી એ બંને સરદારો શહેરના કોટ ચઢી અંદર ઉતરી પડવાની તૈયારીમાં હતા તેટલામાં બાબી ત્યાં આવી પહોંચ્યો. શહેરમાંહેના કિલ્લેદારોને પોતાના ધણીને જોવાથી વધારે જુસ્સો ચઢી આવ્યો. એ જુસ્સા વડે અંદરના માણસોએ ઘણા આગ્રહથી શહેરનો બચાવ કર્યો. પણ જુવાન મર્દખાન બાબીની સલુકાઈથી તેના લાભમાં એક પ્રતિષ્ટિત કરાર થયો. એ કરાર એ કે—બાબી અમદાવાદ ઉપરથી હાથ ઉઠાવે તો, તેને પાટણ, વડનગર, વિજાપૂર, રાધનપૂર, અને બીજાં કેટલાંએક પરગણાં તેને આપવાં એમ ઠર્યું હતું. એ કરારનો લાભ લેવાના ઈરાદાથી તેણે અમદાવાદ છોડી દીધું. અને મરેઠાને કબજે સોંપ્યું. (ઇ. સ. ૧૭૫૫).

આ પ્રમાણે અમદાવાદ કબજે આવ્યા પછી તેની ઉપજ પેશવા તથા ગાયકવાડે અરધ ભાગે વહેંચી લેવા માંડી. પણ પેશવાએ સર્વે કિલ્લેદારો પોતાની તરફનાજ રાખ્યા હતા. હાલ ગાયકવાડ સરકારની જે હવેલી અમદાવાદમાં છે, તેમાંજ ફક્ત ગાયકવાડ સરકારનું લશ્કર રહેતું હતું.

માધવરાવ પેશવાની સાથે રાઘુબાએ ફિતૂર ઊઠાવ્યું, તેમાં મદદ કરવા માટે ગાયકવાડે પોતાના દીકરા ગોવિંદરાવને મોકલ્યા હતા. (ઈ. સ. ૧૭૬૮) પણ એ લઢાઇમાં રાઘોબા હાર્યો. તેથી પેશવાએ મદદ આપ્યા બદલ ગાયકવાડને શિક્ષા કરી. એ શિક્ષા એ કે—ગાયકવાડ ઉપર પાંચ લાખ પચીશ હજાર રૂપીઆની ખંડણી બેસાડી. સમાધાની વખતે ત્રણ હજાર ઘોડા અને લઢાઇ વખતે પાંચ હજાર ઘોડા દર વરસે પેશવાની નોકરી કરવા માટે ગાયકવાડ સરકાર પોતાના ખર્ચેથી આપે. આના બદલામાં પેશવાએ કેટલાંક પરગણાં આપવાનું કબૂલ કર્યું હતું. તે ઉપરથી વળી બીજા બે લાખ તેપનહજાર રૂપીઆ આપવાનું ગાયકવાડે કબૂલ

કર્યું હતું. એ રીતે કુલ એકંદર ખંડણી સાત લાખ છહોતેર હજારની ગાયકવાડને માથે બેસાડવામાં આવી હતી.

દામાજીરાવ ગાયકવાડ પોતાની પાછળ પાંચ પુત્રો મૂકી પોતે પાટણ શહેરમાં મરણ પામ્યા. (ઈ. સ. ૧૭૭૦ ). એમની છત્રી આજે પણ પાટણ શહેરમાં છે. આ ગાયકવાડ મહારાજનો શિક્કો નીચે પ્રમાણે હતો:—

**શિક્કો.**

श्रीमार्तंडचरणी
पीलाजी सुत दामाजी
गायकवाड
निरंतर

દામાજીરાવના ભાઇ જેસિંગરાવને દીકરો હતો નહીં. બીજા ભાઇ ખંડેરાવ ગાયકવાડને દામાજીરાવે હિંમતે બહાદૂરનો ઈલકાબ આપ્યો હતો અને ઉપજીવિકા માટે કડી પરગણાની જાગીર આપી હતી. એ ખંડેરાવને મલ્હારરાવ નામે દીકરો હતો. એની ટૂંક હકીકત આગલા પ્રકરણમાં આવશે.

દામાજીરાવ ગાયકવાડને જે પાંચ પુત્રો હતા તેમની વિગત:—બીજી સ્ત્રીના મોટા પુત્ર શિયાજીરાવ, પહેલી સ્ત્રીના બીજા પુત્ર ગોવિંદરાવ અને મલ્હારરાવ ઉર્ફે રામરાવ તથા ત્રીજી રાણીને માનાજીરાવ અને ફતેસિંગરાવ નામના બે દીકરા હતા.

———०———

# प्रकरण ३ जुं.

શિયાજીરાવ મહારાજનું ગાદીએ બેસવું, ગાયકવાડનો અંગ્રેજ સરકાર સાથે સંબંધ, ગાયકવાડનું પેશવાથી સ્વતંત્ર થવું અને અંગ્રેજો સાથે દોસ્તી બંધાવી. ફતેસિંગરાવનું મરણ અને ગોવિંદરાવ મહારાજનું ગાદીએ બેસવું, આબાસેલુકરનું ગૂજરાતમાં આવવું, મુંબાઈના ગવરનર સાહેબની મુલાકાત, સેલુકરની હાર, અમદાવાદ હસ્તક થયું અને ગોવિંદરાવ મહારાજનું મરણ.

## शियाजीराव महाराज.

મહારાજા દામાજીરાવ ગાયકવાડ કૈલાસવાસી થયા, તે વખતે ગોવિંદરાવ મહારાજ પુના શહેરમાં હતા. તેથી તેમણે માધવરાવ પેશવાને મોટું નજરાણું આપીને પોતાના બાપની જગોએ સેનાખાસખેલ સમશેર બહાદૂરમાં પોતાનું નામ દાખલ કરાવ્યું. વળી પોતાના બાપના કરેલા સર્વે કરારો તેમણે કબૂલ રાખ્યા. આ પ્રમાણે યુક્તિ કરવાનું કારણ પોતાના મોટા ભાઈ અગાઉ પોતે રાજા થવું એજ હતું. શિયાજીરાવનો હક્ક છતાં પેશવા સરકારે ગોવિંદરાવનો હક્ક કબૂલ કર્યો, તેનું કારણ એટલુંજ હતું કે માંહોમાંહે લઢાઇ સળગાવી ગાયકવાડનું જોર નરમ પાડવું. આ હેતુને વળગી પાછળથી શિયાજીરાવનો હક્ક કાયમ રાખીને તેમના હાથ નીચે મુતાલિક ફતેસિંગરાવ ગાયકવાડને ઠરાવ્યા હતા.

ઉપરના ઠરાવનો લાભ લઇ ફતેસિંગરાવ ગાયકવાડે પોતાનું પાસું મજબૂત કરવા માટે અંગ્રેજ સરકાર સાથે કહેણ ચલાવ્યું. ( ઈ. સ ૧૭૭૨ ). પણ આ વખતે અંગ્રેજ સરકારે એ વાત ઉપર કાંઈજ લક્ષ આપ્યું નહીં. પણ એક વરસ પછી તરતજ એ બંને સરકાર વચ્ચે સલાહ થઈ.

( ઈ. સ. ૧૭૭૩ ). આ સલાહ થયા પછી ગાયકવાડ સરકારને ભરૂચના નવાબ સાથે ટંટો થયો, તેથી એજ સાલમાં અંગ્રેજ સરકારે ભરૂચ શહેર નવાબ પાસેથી લઇ લીધું. એ શહેરમાં ગાયકવાડનો જેટલો ભાગ હતો તેટલો લખી આપીને તે શહેર નવાબની માફક અંગ્રેજ સરકારે પોતાને કબજે રાખ્યું.

પેશવા નારાયણરાવનું ખૂન થયા પછી રાઘોબા પેશવાએ ગોવિંદરાવ ગાયકવાડનો હક્ક મંજુર કર્યો. પણ મંત્રીમંડળ, મરણ પામેલા પેશવાથી જન્મેલા માધવરાવ નારાયણને ગાદીપર બેસાડવા મચેલું હતું. તેથી તે મંડળના લશ્કરથી હારીને રાઘોબા પેશવાને નાશી જવું પડયું. આ વખતે રાઘોબા પેશવા ફતેસિંગરાવને પોતાના શત્રુ અને ગોવિંદરાવને મિત્ર ગણતો હતો. પણ જ્યારે તેને અંગ્રેજી લશ્કરની મદદ આવી મળી ત્યારે તેણે મંત્રીમંડળથી છૂટા પડવા સારૂ ફતેસિંગરાવ ગાયકવાડને બહુ બહુ રીતે સમજાવ્યા. પણ તેમ કરવામાં તે ફાવ્યો નહીં. પણ જ્યારે ગુજરાતમાં અંગ્રેજી લશ્કરની ફતેહ થઈ ત્યારે ફતેસિંગરાવ અને રાઘોબા વચ્ચે કોલ કરાર થયો.

એ કોલ કરારની મતલબ એ હતી કેઃ—ગાયકવાડે રાઘોબાને લશ્કરની અને નાણાંની મદદ કરવી અને રાઘોબાએ ગોવિંદરાવને દક્ષિણમાં જાગીર આપવી. એમ ઠર્યું હતું. આ કોલની બાંહેધરીદાર અંગ્રેજ સરકાર થયા હતા. આ પ્રમાણે બાંહેધરીદાર થવાના બદલામાં અંગ્રેજ સરકારે ભરૂચમાનો અને બીજાં પરગણાંમાનો ગાયકવાડ સરકારનો હમેશાંનો ભાગ પોતે લેવા લખાવી લીધું હતું.

પણ રાઘોબા સાથેનો સંબંધ તોડી નાખવામાં અંગ્રેજ સરકારને વધારે અનુકૂળતા હતી. તેથી કર્નલ એપ્ટને પુનાના મંત્રીમંડળ સાથે પુરંધર મૂકામે સલાહ કરી. તેમાં

એક કલમ એવી લખાયલી હતી કે પેશવાની રજા વગર ફતેસિંગરાવ ગાયકવાડને મૂલક આપવાની અખત્યારી નથી. એવી રીતે સાબિત થાય તો ગાયકવાડ તરફથી મળેલો મૂલક અંગ્રેજ સરકારે ગાયકવાડને પાછો સોંપવો. આવી રીતે ઠરાવવાનું કારણ મંત્રીમંડળને એટલુંજ હતું કે–ફતેસિંગરાવ પુના દરબારનું ઉપરીપણું કબૂલ કરે. આમ ઠરવાથી પેશવાએ ચઢેલી ખંડણી વસૂલ કરી લીધી અને ફતેસિંગરાવને ફરીથી સેનાખાસખેલ બનાવ્યા. ( ઈ. સ. ૧૭૭૮ ).

ઉપર પ્રમાણે બનાવ બન્યા પછી અંગ્રેજ સરકારે ગાયકવાડ કુટુંબ જોડે ફરીથી દોસ્તી કરી. એ દોસ્તી કરવામાં અંગ્રેજ સરકારે એમ ધાર્યું હતું કેઃ–મરેઠાલોકોનું જોર કમી કરવું. એવો ઈરાદો મનમાં રાખીને પેશવા સરકારથી ગાયકવાડને સ્વતંત્ર ઠરાવ્યા. ગૂજરાતમાંની પેશવા સાથેની લડાઇમાં જનરલ ગાડર્ડની કાંઇક જીત થવાથી ફતેસિંગરાવ જોડે સામસામે દોસ્તીનો તહ થયો. ( ઈ. સ. ૧૭૮૦ ).

એ તહનો સારાંશ એ હતો કે, મહી નદીની ઉત્તર તરફનો પેશવાનો મૂલક ફતેસિંગરાવ લે અને તાપીનદીની દક્ષિણનો મૂલક, ભરૂચની ઉપજ તથા નર્મદા કાંઠેના સીનોર ગામની પાસેનાં ગામો અંગ્રેજ સરકાર લે. વળી લઢાઈવખતે પેશવા સરકાર તરફની ખંડણી છોડી દેવી. એના બદલામાં અંગ્રેજી લશ્કરમાં ત્રણ હજાર સ્વાર ગાયકવાડે અંગ્રેજ સરકારને મદદમાં આપવા ઠર્યું હતું.

પણ સાલબાઇનું તહનામું થયું. (ઈ. સ. ૧૭૮૨ ). એ તહથી અંગ્રેજ અને પેશવા સરકાર વચ્ચે સલાહ થઇ, તેથી ગાયકવાડ સરકારનો લઢાઈની પૂર્વે જે મૂલક હતો તેજ કાયમ રહ્યો, અને ફતેસિંગરાવે પ્રથમ માફક ખંડણી આપવી કાયમ રહી હતી. માત્ર પાછલું લહેણું પેશવા સરકારે ગાયકવાડ પાસેનું હતું તે છોડી દીધું.

ફતેસિંગરાવ ગાયકવાડ, હવેલીના માળ ઉપરથી સીડીએ ઉતરતાં પડી મરણ પામ્યા. ( ઈ. સ. ૧૭૮૯). આ વખતથી માનાજીરાવે રાજ્યકારભાર શિયાજીરાવના નામથી પોતાના હાથમાં લીધો. એ વાત કબૂલ રહેવા માટે પેશવા સરકારને તેમણે મોટી રકમ નજર કરી, પણ માધોજી સિંધિયાએ ગોવિંદરાવ મહારાજના હકને સહાય કરી. તેથી માનાજીરાવે સને ૧૭૮૦ ની બોલી પ્રમાણે પોતાનું જોર મજબૂત કરવાને અંગ્રેજ સરકારની સહાયતા માગી. પણ એ બોલી સાલબાઇના તહનામાથી રદ થઈ ગઈ છે, એવું કારણ બતાવી અંગ્રેજ સરકારે વચમાં પડવા ના પાડી. એટલામાં એ માનાજીરાવ પણ મરણ પામ્યા. ( ઇ. સ. ૧૭૯૩ ). આથી કુટુંબકલેશ બંધ પડયો અને ગોવિંદરાવ ગાયકવાડ ગાદીપતિ થયા. આ પ્રમાણે તખ્તનસીન થવામાં એ મહારાજાને ઘણું ખર્ચ થયું હતું. તે એ કે મોટી રકમ નજર આપ્યા ઉપરાંત તાપી નદીની દક્ષિણે આવેલા મૂલકનો ભાગ તથા સુરતના ફુરજાની આવકનો ભાગ પેશવા સરકારને આપવાના લેખ ઉપર ગાયકવાડ સરકારને સહી કરવી પડી હતી. પણ સાલબાઈના તહનામાથી ઉલટું થાય છે, એવો વાંધો અંગ્રેજ સરકારે ઉઠાવ્યો; તેથી પાછળથી મળેલું કાંઈપણ લીધું નહીં.

---

# गोविंदराव महाराज.

સુરતનો નવાબ મરણ પામવાથી તેનો મૂલક અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો. આથી મુંબાઇના ગવરનરસાહેબ તેનો બંદોબસ્ત કરવા સારૂ સુરત આવ્યા હતા. આ વખતે મિ૰ ડંકનસાહેબની મુલાકાત લેવા સારૂ ગોવિંદરાવ મહારાજે પોતાની તરફથી વકીલો મોકલ્યા હતા. એ મુલાકાતની

વખતે ગાયકવાડના વકીલોએ ચોરાશી પરગણું તથા બીજા કેટલાક હક્કો આપવા માંડ્યા. વગર લેવે દેવે આ પ્રમાણે આપવાનું શું કારણ હશે, તે ગવરનર સાહેબને પાછળથી જણાયું. તે એ કે, પેશવા સરકાર તરફથી થએલા સૂબા ચીમનાજી આપાજીતી ગૂજરાતમાં આબા સેલુકર કારભાર કરતો હતો, તે ગાયકવાડ સરકારને બહુ હેરાન કરતો હતો. એ સેલુકરે ગાયકવાડ સરકારની અમદાવાદમાંની હવેલી લઈ લીધી હતી. વળી એ હવેલીમાં ગાયકવાડ તરફથી જે સૂબો રહેતો હતો, તેને પણ કાઢી મૂકયો હતો. આથી તેની સામે થવા સારૂ ગાયકવાડ સરકારે તરતજ અંગ્રેજ સરકારની મદદ માગી. પરંતુ એ માગણી ઉપર મિ૦ ડંકન સાહેબે કાંઈપણ લક્ષ આપ્યું નહીં.

ઉપર પ્રમાણે માગેલી મદદ અંગ્રેજ સરકાર તરફથી મળી નહીં, તેથી ગાયકવાડ સરકારે પોતાના બળવડે સેલુકરને તોડી પાડવાનો નિશ્ચય કર્યો. તેમણે પોતાના સરદાર શિવારામ ગારદીને ફોજ આપી અમદાવાદ મોકલ્યો, એણે શાહઆલમના રોજા આગળ જઇ પડાવ કર્યો. આ સરદાર કામ કરવામાં બહુ ઠંડો હતો. એથી લોકોમાં એવી કહેવત ચાલતી હતી કે–"શિવારામ ગારદી, જ્યાં પડ્યા ત્યાં એક મહિનો ને આઠ દી."

ઉપરની વાત સેલુકરના જાણવામાં આવી, તેથી કાઠિયાવાડ માંહેના પોતાના તાબાના સરદારો અને ઠાકોરોને તેડાવ્યા. આ લોકોએ શહેર બહાર શાહઆલમના રોજા આગળ આવી ગાયકવાડી ફોજ સાથે લઢાઈ કરી. તેમાં સેલુકરની હાર થઈ, તેથી તે પોતાના કિલ્લામાં જઇ ભરાઇ બેઠો. આ પ્રમાણે થવાથી તેનાં માણુસોએ તેને તજી દીધો. તેથી ગાયકવાડી સરદારોએ એકદમ શહેર કબજે કરી લીધું અને સેલુકરને પકડી લીધો. (ઇ. સ. ૧૮૦૦). પણ લોકોમાં

એનો રોફ પુષ્કળ બેઠેલો હતો, તેથી બેડીઓ ઠોકવા બોલાવેલો લુહાર તે કામ કરતાં ધ્રુજતો હતો. એ સેલુકર રંગતાનમાં હમેશાં ગુલતાન રહેતો હતો, તેથી ગાયકવાડી લશ્કર શહેરમાં પેઠું અને ભદ્રકાળી સૂધી ગયું તોપણ એણે થતો નાચ બંધ કર્યો નહીં. ઉપર પ્રમાણે શહેરમાં લશ્કર પેઠાની ખબર કોઈક માણસે તેને આપી, તો તેના જવાબમાં એવો ઉત્તર દીધો કે—" કાય ફિકર આહે, યેઉંદ્યા. " આવાં લક્ષણે કરીને તેણે ગૂજરાત ખોયું. તેથી એની કહેવત થઇ પડી. તે એ કે—"હાથમાં દંડો, બગલમાં મોઈ; હવેલી લેતાં ગૂજરાત ખોઈ. "

ઉપર પ્રમાણે અમદાવાદ ગાયકવાડ સરકારના હાથમાં આવ્યું. એથી પેશવા સરકારનો જ્યાં જ્યાં હુકમ ચાલતો હતો, ત્યાં ત્યાં પોતાનો ચલાવ્યો. પણ પેશવા સરકારને દર વરસે ઇજારા બદલ પાંચ લાખ રૂપીઆ ગાયકવાડ સરકાર પહોંચતા કરતા હતા. આ પ્રમાણે ચાલતો વહીવટ ગોવિંદરાવ મહારાજ કૈલાશવાસી થવાથી બંધ પડયો, (ઇ. સ. ૧૮૦૦ ). અને રાજ્યમાં ફરીથી ગડબડ ચાલવા માંડી.

---

# પ્રકરણ ૪ થું.

ગેનાબાઇનું સતી થવું બંધ પડવું, આનંદરાવ મહારાજનું ગાદીએ બેસવું, ગજરાબાઈ અને રાવજી આપાજી વચ્ચે અણરાગ, કડીવાળા મલ્હારરાવનું સામે થવું, અંગ્રેજ સરકારની મદદની માગણી, મેજર વાકરનું ગૂજરાતમાં આવવું, મહારાજાનો દેખાવ, મહારાજા અને મેજર વાકર સાહેબની ભેટ, રાજ્યની અવ્યવસ્થા, આરબોનું જોર, તેમને કાઢવાનો વિચાર, અંગ્રેજ સરકારે રૂપીઆ ધીર્યા, સિબંદી વધારી અને ગંગાધર શાસ્ત્રીનું મૃત્યુ.

ઉપર પ્રમાણે મહારાજા ગોવિંદરાવનું મૃત્યુ થયા પછી બાબાજી આપાજી, મીર કમાલુદ્દીન એ બે મુખ્ય સરદારો અને મંગળપારેખ તથા શામળ બહેચર, એ બે શાહુકારોએ મળી રાજ્યની વ્યવસ્થા કરવા માંડી. સવારના પહોરમાં કુટુંબની સર્વે બાઇઓ એકઠી થઇ. તેમાં લખતરના ઘરની ઝાલા રજપૂતના કુટુંબની ગેનાબાઈ નામે મહારાજનાં રાણી હતાં.

એ બાઈ સતી થવાને તૈયાર થયાં. તેથી ઉપરની વ્યવસ્થા કરવા માટે મળેલા અમલદારો તથા ગૃહસ્થોએ એ બાઇને ઘણીક રીતથી સમજાવ્યાં. વળી મુસલમાની તથા હિંદુધર્મની રીત પ્રમાણે સોગન ખાઇ ખાત્રીથી કહ્યું કેઃ–તેમના સ્વામિના વખતમાં તેમની સત્તા તથા પ્રતિષ્ઠા જેવી રીતે જળવાતી હતી તેવીજ રીતે હવે પછી જાળવવામાં આવશે.

ઉપર પ્રમાણે નિરાકરણ થયા પછી ગોવિંદરાવ મહારાજને અગ્નિદાહ દેવા માટે લઈ જવામાં આવ્યા. તેમની ગાદી ઉપર તેમના વડા પુત્ર આનંદરાવ ગાયકવાડ તખ્તનશીન થયા. (ઇ. સ. ૧૮૦૦). આ વખતે માજી મહારાજાના પ્રધાન રાવજી આપાજી અમદાવાદમાં હતા, તેમણે તરતજ આવીને પોતાનો કારભાર ચલાવવા માંડયો.

## મહારાજા આનંદરાવ ગાયકવાડ.

મહારાજા ગોવિંદરાવનાદાસીપુત્રકાનોજીરાવ હતા. તેઓ ઘણા શૂરા અને ટંટાખોર હતા. તેમણે પોતાના બાપની હયાતીમાં તોફાન કર્યું હતું. તે ઉપરથી તેઓ આવે પ્રસંગે તોફાન કરશે એવું ધારીને તેમને માટે અગાઉથી પાકો બંદોબસ્ત કરી રાખવામાં આવ્યો હતો. એ બંદોબસ્ત કરવામાં ઉપરના સરદારો તથા ગૃહસ્થમંડળ સામેલ હતું.

ઉપરનો બંદોબસ્ત ટકી શકયો નહીં. કેમકે કારભારી મં-

ડળમાં અંદરખાને કુસંપ હતો. કાનોજીરાવે તરતજ પોતાની સાથે મળી ગએલા કારભારીઓની મદદથી રાજનો કબજો કરી લીધો અને આનંદરાવ મહારાજને કેદ કરાવ્યા. કાનોજીરાવ પોતે ઘણા જુલમી હતા, તેથી તેમને આવે વખતે પૂરેપૂરો પોતાનો દુર્ગુણ બતાવવાનો વખત મળ્યો. એમણે રાજ્યના સર્વે કારભારીઓ ઉપર જુલમ ગુજારવા માંડયો.

ઉપર પ્રમાણે થવાથી આનંદરાવ મહારાજની ઉઘાડી સલાહથી તેમની સામે એક ટોળી બંધાઈ. એ ટોળીએ રાતની વખતે કાનોજીરાવને રહેવાની હવેલી ઘેરી લીધી. વળી કંઇપણ તોફાન ન થવા માટે પાકો બંદોબસ્ત પણ કરી રાખ્યો હતો, તેથી તેઓ પકડાયા. આ રીતે પકડાયલા કાનોજીરાવને આનંદરાવ મહારાજની સામે લાવી ઊભા કરવામાં આવ્યા. એ ગાયકવાડ મહારાજની આજ્ઞા ઉપરથી તરતજ કાનોજીરાવનાં હથિયાર મૂકી દેવરાવ્યાં અને બેડીઓ જડાવી. આ કેદ થએલા કાનોજીરાવને ગૂજરાત અને માળવા વચ્ચેના એક ડુંગરી કિલ્લા ઉપર મોકલી દેવામાં આવ્યા. આ પ્રમાણે થવાથી કલેશ પતી રહ્યો અને રાવજી આપાજી ખરેખરા પ્રધાન થયા.

ગજરાબાઇ, એ મરહુમ ફતેસિંગરાવ મહારાજની કુંવરી હતાં. તેમની અને રાવજી આપાજીની વચ્ચે કંઈક કારણ માટે કજીયો થયો, તેથી પ્રધાન વડોદરૂં છોડી દેઇ આશ્રય મેળવવા સારૂ સુરતમાં જઇ રહ્યા. આ બનાવ બન્યાને એક વરસ તો પૂરૂં થયું નહીં, એટલામાં એ પ્રધાન કરતાં પણ વધારે ભય ઉપજાવે એવો નારાજ થએલો પુરૂષ બહાર પડયો. એ પુરૂષ કડીવાળા મલ્હારરાવ હતા.

આ મલ્હારરાવ ગાયકવાડને કડીની જાગીર ઉપર ફતેસિંગરાવ મહારાજે કબૂલ રાખી, તેમના પિતાને મળેલો ઈલ-

કાજ તેમને ધારણ કરવા દીધો હતો. પણ તે વખતે એક ચોકસ ઠરાવ તેમની સાથે કરી લીધો હતો. તે એ કે:—એ ગાયકવાડે ગાયકવાડના વડા ઘર સાથે પોતાનો રાજ્યધર્મ ચાલતો રાખવાને કબૂલ કર્યું હતું, વળી નોકરી બજાવવા માટે ચારસેં સ્વારો પણ આપવા હા પાડી હતી. કદાચ વખતે તે પ્રમાણે ન બની શકે તો એક લાખ વીશહજાર રૂપીઆ આપે, એમ ઠર્યું હતું. આ પ્રમાણે શરત કબૂલ કર્યાથી તેઓ કડીના ખરા જાગીરદાર ઠર્યા હતા.

ઉપર પ્રમાણે પોતે વડોદરા રાજ્યના પટાવત ગણાતાં છતાં પોતે પોતાના રાજ્યમાં સ્વતંત્ર અધિકાર ચલાવવા મંડ્યા. આ વખતે રાવજી પ્રધાને એ ગાયકવાડ પાસે ચઢેલી ખંડણી માગી. આ કારણથી તથા કાનોજીરાવની અયોગ્ય રીતે થએલી સ્થિતિ જોવાથી તેઓ બળી ઉઠયા હતા. એથી મલ્હારરાવ ગાયકવાડે વડા ગાયકવાડની ચઢેલી ખંડણી આપવાને ખુલ્લી રીતે ના પાડી; પરંતુ ઉલટા લઢવાને તૈયાર થયા. આ ગાયકવાડ સાથે ગજરાબાઇ—વાળી ટોળી પણ મળી ગએલી હતી. આથી એ મલ્હારરાવ ગાયકવાડ વધારે જોરપર આવ્યા હતા, અને તેમણે મોટી ફોજ એકઠી કરવાનો પ્રારંભ કરવા માંડયો હતો. વળી તેમણે એવી પણ ખબર બહાર પાડી હતી કે—એ પોતે રાવજી આપાજીને તથા તેમના ભાઈ બાબાજી આપાજીને શિક્ષા કરનાર છે. તેનું કારણ એ પોતે એવું બતાવતા હતા કે—એ જુલમી કામદારોએ પોતાની સત્તા ઉપરાંતનાં ઘણાંક અઘટિત કામો કર્યાં છે. વળી ગાયકવાડી કુટુંબનાં બીજાં માણસો સાથે તથા કાનોજીરાવ સાથે ખોટી વર્ત્તણુક ચલાવી તેમના વાજબી હક્કો ખુંચાવી લીધા છે, તે પાછા અપાવવા પોતે બહાર પડ્યા છે.

બાજી રાજાના દાસીપુત્ર મુકંદરાવ હતા. તેઓ પણ

આવો સમય સાધીને બહુ ધન તથા ઝવેરાત લઈ દર્શન કરવા જવાના મિશે વડોદરેથી ડાકોર તરફ જતા રહ્યા હતા. તેમને પાછા બોલાવી લાવવા માટે કામદારોએ ઘણોક પ્રયત્ન કર્યો. તેમને પકડી લાવવા એક ફોજ મોકલી હતી. પણ તેઓ પકડાયા નહીં, અને ત્યાંથી નાશી જઇને મલ્હારરાવના પક્ષમાં ભરાઇ બેઠા. આથી મલ્હારરાવને વધારે પુષ્ટી મળી હતી.

ઉપર પ્રમાણે તૈયાર થએલા મલ્હારરાવ ગાયકવાડે વિશનગર અને વિજાપૂરના કિલ્લા જોરાવરોથી લઇ લીધા. એ કિલ્લા લેવાનું ડોળ એવું બતાવવામાં આવ્યું કેઃ—તે કાનોજીરાવ માટે લઈ રાખવામાં આવ્યા છે. વળી તેની સાથે એવી પણ બડાશ મારવા માંડી કે—જૂદે જૂદે ઠેકાણે થઇને તેમની પાસે ચાળીશ હજાર ફોજ તૈયાર છે.

આગળ લખાઇ ગએલો શિવારામ ગારદી પણ કામદારોની ગેરવર્તણુકથી કંટાળીને મલ્હારરાવના પક્ષમાં જઈ ભરાઈ બેઠો હતો. તેણે ત્યાં જઇ એવી વાત ઉડાવી કે—બીજા કેટલાક ગાયકવાડી અમલદારો પણ તેની માફક કરવાની તૈયારીમાં છે.

આ પ્રમાણે ગાયકવાડી રાજ્યમાં ભારે ગડબડ ચાલી રહી હતી. કજીઓ કરી ઉઠેલી ટોળીઓ પોત પોતાના લશ્કર સાથે એક બીજાની સામ સામે આવી ગઇ હતી. આ વખતે બાબાજી આપાજીએ લશ્કર સહિત શાહીબાગ આગળ પડાવ કર્યો હતો. વળી તેમના લશ્કરનો કેટલોક ભાગ *કાલીકોટ આગળ પડયો હતો.

મલ્હારરાવ ગાયકવાડે પોતાની પાસે કેટલીક ફોજ રાખી. બાકીની ફોજ પોતાના ભાઇ હનમંતરાવને આપી મોકલ્યા હતા. તેમણે કલોલ ગામ આગળ પડાવ કર્યો હતો. ઉપરની

---

* એટલે ભદ્રકાળી માતાનો કોટ હોય એમ લાગે છે.

બંને પડાવની જગાએ વચ્ચે સાત ગાઉનું અંતર હતું. એ બંને લશ્કરોની વચ્ચે નાની નાની ત્રણ ચાર વખત લડાઈઓ થઈ. તેમાં મલ્હારરાવવાળું લશ્કર જીત ઉપર હતું.

તોપણ તેમના પક્ષમાં ભરાઇ બેઠેલી ગજરાબાઇ વાળી ટોળીએ તથા ગાયકવાડ સરકારના લશ્કર વાળાએ બ્રિટિશ ગવરનર સાહેબનો આશ્રય માગ્યો. કાનોજીરાવની વતી ગજરાબાઈના કામદારે બ્રિટિશ સરકારને ચોરાશી પરગણું તથા સુરત શહેરની ચોથ આપવા કબૂલ કર્યું હતું. તેમજ સરસમાં સરસ જે ચીખલી પરગણું તે પણ આપવા કબૂલ કર્યું હતું. આ પક્ષવાળા તરફથી પ્રધાન રાવજી આપાજીએ આનંદરાવ ગાયકવાડની વતી તેમના નવાબ મીર કમાલુદ્દીન તથા બે વકીલોને મિ. ડંકન સાહેબ પાસે મોકલી કહેવડાવ્યું કેઃ—ગોવિંદરાવ મહારાજના વખતમાં ચોરાશી પરગણું તથા સુરતની ચોથ આપવા ઠરાવ થયો હતો. પણ તેનો અમલ હજુ સૂધી થયો નથી. માટે રીતસર દસ્તાવેજ કરી આપવાની અરજ કરાવી. ( ઈ. સ. ૧૮૦૨).

ઉપર પ્રમાણે થએલી બંને માગણી ઉપરથી બ્રિટિશ ગવરનરે બંને પક્ષના હકો વિષે વિચાર કર્યો, તેથી તેમને છેવટે આનંદરાવ મહારાજ તરફથી કામ ચલાવનારા કામદારોને આશ્રય આપવો દુરસ્ત લાગ્યો. કેમકે કડીના જાગીરદારે પોતાના મૂલકની આસપાસનાં જૂજ પરગણાં પોતાને કબજે કરી લીધાં હતાં. પરંતુ બાકીનો આખો દેશ તો વડા ગાયકવાડના તાબામાંજ હતો. માટે સબળ પક્ષવાળાને પડતા મૂકી સામા પક્ષવાળા કાનોજીરાવનાં માણસોનાં વચન ઉપર ભરોસો રાખવાજોગ કંઇપણ કારણ ગવરનર સાહેબને જણાયું નહીં. તેથી છેવટે ગાયકવાડ સરકારને આશરો આપ્યો.

વળી ગાયકવાડ સરકારના રાજ્યના ખરા હક્કદાર આ-

નંદરાવ મહારાજ છે, એમ પણ વિશેષ વિચારથી સમજાયું હતું. એ મહારાજાએ તથા તેમના અધિકારીઓએ ખુલ્લી રીતે અભિપ્રાયો જણાવી આદર સત્કાર ભરેલી રીતથી લેખી અરજ કરી હતી. તેનો સારાંશ એ હતો કેઃ—સાલબાઈના તહનામા પ્રમાણે ગાયકવાડી રાજ્યના થતા વિભાગો અટકાવવા જોઈએ. વળી તેની સાથે વિશેષમાં એમ પણ જણાવવામાં આવ્યું હતું કે, સામા પક્ષવાળા સિંધમાંથી પારકી ફોજ લાવવા પ્રયત્ન કરે છે. તો એ પ્રમાણે કદી થશે તો તેથી બ્રિટિશ સરકારની સત્તા નોખી પડી જશે.

આ હકીકત ઉપરથી ગવરનર સાહેબને એમ પણ લાગ્યું કે—જો આનંદરાવ મહારાજના કામદારોને જોઈતો આશરો આપવામાં નહીં આવશે તો તેઓ સિંધિયા સરકારની અવસ્ય મદદ માગશે. આ બધાં કારણો વિષે પાકો વિચાર કરી બ્રિટિશ સરકારે પોતાના મધ્યસ્થપણાનું વજન પાડવા સારૂ તથા ગાયકવાડી રાજ્ય આખે આખું જળવાઇ રહેવા માટે ફોજની એક ટૂકડી મોકલવા તૈયાર કરી.

એ ટુકડીમાં ચારસેં યુરોપિયનો સહિત બે હજાર માણુસો હતાં. એના આગેવાન મેજર વાકરસાહેબ હતા. એ સાહેબ ગૂજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. તેમને મોકલતી વખતે એવી સૂચના કરવામાં આવી હતી કે, મેજર વાકરસાહેબે જેમ બને તેમ લસ્કરી દેખાવ છોડી દઇ, એકદમ વડોદરે જઈ વડોદરાના બ્રિટિશ રેસિડન્ટનું પદ ધારણ કરવું. આજ વખતથી બ્રિટિશ રેસિડંન્ટ, વડોદરામાં રહેવાની શરૂઆત થઇ. વળી બીજી સૂચના એ કરવામાં આવી હતી કે, ચોરાશી પરગણાની ઉપજ અને સુરત શહેરની ચોથ વસૂલ કરી લેવાની અખત્યારી પણ તેમને સોંપવામાં આવી છે. માટે ગાયકવાડ સરકારના વકીલો સાથે તેમણે એકદમ વડોદરે જવું.

મેજર વાકરસાહેબ જેવા સુરતથી નીકળ્યા તેવાજ એક-દમ વડોદરે આવ્યા. ( ઇ. સ. ૧૮૦૨ ). વડોદરેથી થોડેક છેટે તેમને માન આપવા માટે પ્રધાન તરફનાં કેટલાંક માણસો આવી ઉભાં હતાં, તેમની મુલાકાત લીધી. વળી શહેરથી એક કોશને છેટે પ્રધાન રાવજી આપાજી માન સન્માન કરવા સારૂ આવી ઉભા રહ્યા હતા. તેમની સાથે મુલકી અને લશ્કરી સર્વે કામદારો હતા. બીછાવેલી બીછાત ઉપર મળવાલાયક સર્વેની મુલાકાત મેજર વાકરસાહેબ સાથે પ્રધાને કરાવી.

ઉપર પ્રમાણે યોગ્ય સન્માન તથા વાતચીત થયા પછી અતિશય ભાવ હેત સહિત બધા શહેર તરફ આવ્યા. મેજર વાકરસાહેબને ઉતરવા સારૂ ઠોકાયલા તંબુ આગળ અદબસર ઉભા રહેલા આરબી લસ્કરે માન આપ્યું. પછી એ મેજરસાહેબે તેજ તંબુમાં મૂકામ કર્યો. બીજે દિવસે પ્રધાન તેમની પાસે ગયા, અને કડી જીતી લઇ મલ્હારરાવને કાઢી મૂકવા સંબંધી વાત કરી. પણ તે ઉપર લક્ષ ન દેતાં મેજર વાકરસાહેબે ખંભાત આગળ આવેલી ફોજને સારૂ સરસામાન પોંચાડવા વિષે વાર્તા ચલાવી. પછી તેજ દિવસે ત્રીજે પહોરે મહારાજાની મુલાકાત લેવા જણાવ્યું.

પરંતુ મહારાજાએ ઉપરનો ઠરાવ ફેરવ્યો. કેમકે મેજર સાહેબને પ્રથમ બોલાવવા એ મહારાજાને દુરસ્ત જણાયું નહીં. આ સભ્યતાના બદલામાં ગાયકવાડ સરકારને રસ્તે જતાં મેજર વાકરસાહેબ મળી ગયા. તેથી એકદમ મહારાજા હાથી ઉપરથી ઉતરી પડી તેઉ સાહેબને ભેટ્યા અને તંબુમાં ગયા. આ વખતે રીત પ્રમાણે સલામતી આપવામાં આવી. કારણ કે ઘણુંખરૂં લસ્કર સાથેજ હતું. એકાંત થવા સારૂ મહારાજાને મેજરસાહેબે વિનતી કરી, તેથી પસંદ કરેલા અમલદારો સાથે મહારાજા એકાંત ઓરડામાં ગયા.

આ વખતે ગવરનર સાહેબની સલામ પહોંચાડવામાં આવી અને મહારાજા ગોવિંદરાવના મૃત્યુ વિષેનો દિલાસો આપવામાં આવ્યો. પરંતુ તે વાત ભાગ્યેજ મહારાજાના લક્ષમાં આવી હશે એમ મેજરસાહેબને સમજાયું. આથી કોઇ પણ વાત ઉપર એક લક્ષ કરી દેવામાં મહારાજાનું ચિત્ત અશક્ત જણાયું. આ વખતે મહારાજાની ઉમર ચોત્રીશેક વરસની હતી, શરીર બળવાન હતું, મોટી આંખોએ કરી ચહેરો નબળો જણાતો હતો. એ ઉપરથી મહારાજાને કેફી વસ્તુ ખાવાની કે પીવાની ટેવ હોય એમ જણાઇ આવતું હતું. વળી કામ કરવામાં પણ તેઓ અશક્ત હોય એમ સમજાતું હતું. પણ તેમનામાં સ્મરણશક્તિ કાંઈક અંશે હતી.

એ મહારાજાને રાજ્યવહીવટનું સામાન્ય જ્ઞાન હતું, તેથી ઉત્તર આપવામાં કોઇ કોઇ વખતે તેઓ ગભરાઇ જતા હતા. આવે પ્રસંગે મીર કમાલુદ્દીન તથા પ્રધાન રાવજી આપાજી તેમને મદદ આપતા હતા. કોઇ કોઇ વખતે તેમનું ચિત્ત પોતાના અંગ ઉપર પહેરેલાં ઘરેણાં ઉપર જતું હતું. તેઓ પોતાનો શીરપેચ વારંવાર પાંશરો કરતા હતા. વળી ઘડિયાળ ઉપર લક્ષ જવાથી તેને પણ કેટલીક વખત સુધી છોકરાની માફક આગામહમદની પાસેથી લઇને તપાસ્યું.

ઉપર પ્રમાણે ઘણીએક હકીકત સાહેબના જાણવામાં આવ્યા પછી તેઓ સાવધ થએલા જણાયા. તેથી તે વખતે તેમણે મેજર વાકરસાહેબને કહ્યું કેઃ—"મારે વિષે ઘણાક શત્રુઓ ખોટી ખોટી વાતો ઉડાડેછે." તો તેથી આપ ગવરનર સાહેબને જાહેર કરશો કે, મારા વિષે ભૂલ થાપ ખાય નહીં" આ વખતે મીર કમાલુદ્દીન તથા પ્રધાન તરફથી પણ બોલવામાં આવતું હતું.

આ પ્રમાણે વાતચીત થયા પછી તરતજ ગાયકવાડ સરકારે કડીવાળા મલ્હારરાવની દુસ્મનાઈ વિષે વાત કાઢી

અને કહ્યું કે–જેમ બને તેમ ઉતાવળા જઇ તેને શિક્ષા કરશો એવી આશા છે. તેને કદીમાંથી કાઢી મૂકવા માટે મહારાજાએ ઘણીજ આતુરતા બતાવી હતી. વળી બીજા અધિકારીઓએ પણ એ બાબત વારંવાર કહી બતાવતા હતા. આ ઉપરથી મેજર વાકરસાહેબે મહારાજાને ખાત્રીથી કહ્યું કે, "ગાયકવાડ સરકારના ફાયદા માટે કંપની સરકાર હમેશાં નજર રાખે છે. તેજ પ્રમાણે આ વખતે પણ તમારા હક્કના વાજબીપણાને લીધે અંગ્રેજ સરકારની ફોજ આપના રાજ્યને ઉન્હી આંચ પણ આવવા દેશે નહીં."

આ ઉપર લખેલી મુલાકાતની વખતે મહારાજાએ વિનયપૂર્વક વર્તણુક ચલાવી, અંગ્રેજ સરકાર ઉપર પોતાનો આધાર છે તે તથા પોતાના પૂર્વજોનો કંપની સરકાર સાથેનો ગાઢો સંબંધ હતો તે વારંવાર કહી બતાવ્યાં. પછી રીતસર પાન, સોપારી, અત્તર, ગુલાબજળ થયા પછી મહારાજા સાહેબ રજા લઈ વિદાય થયા.

બીજે દિવસે મેજર વાકરસાહેબ મહારાજાની મુલાકાત લેવા સારૂ તેમની હવેલીએ ગયા. તે વખતે મહારાજાનો ચેહેરો વધારે ગંભીર અને આનંદી, સાહેબને દેખાયો. વળી પ્રથમની કેટલીએક મૂર્ખાઈ દૂર થએલી જણાઈ હતી. ઉદારતા તથા બુદ્ધિ પણ કેટલેક અંશે સારી જણાઈ હતી. કેટલીક વાતચીત થયા પછી મહારાજે શીરપાવ આપ્યો. પછી એકાંતમાં મુલાકાત થઇ. આ મુલાકાતમાં મુખ્ય અધિકારીમંડળ પણ હતું. મહારાજા સાહેબે રાવજી પ્રધાનનાં વખાણ કરી, ફરી મલ્હારરાવને યોગ્ય શિક્ષા કરવા ઇચ્છા જણાવી. મેજર વાકરસાહેબે મહારાજને પૂછ્યું કેઃ—"કાનોજીરાવને તમારા અભિપ્રાયથી કેદ કરવામાં આવેલા છે." ? જવાબમાં કાંઇપણ ઉત્તર ન દેતાં માથું કેટલીક વખત સુધી નીચે ઘાલ્યું. આમ થવાથી કામદારલોકોએ

ઉત્તર આપવા માંડ્યા. પરંતુ પોતાથી કાંઇપણ બોલાયું નહીં. થોડીકવાર પછી ચૂપકીથી મેજર વાકરસાહેબના કાનમાં કહ્યું કે, આરબ જમાદાર "તેમના કટ્ટા શત્રુ છે. તેથી તેઓ તેમને વાત કરવા દેતા નથી." ત્યાર પછી કચેરી વિસર્જન થઈ.

મહારાજાના વિશ્વાસુ માણસ મંગળ પારેખ હતા. તેમણે મેજર વાકરસાહેબને પાછળથી સમજાવ્યું કે, "કાનોજીરાવને કેદ કરવા બાબત ધર્મની અસરને લીધે મહારાજાથી કાંઇ ઉત્તર આપી શકાયો નહીં. કારણ કે, પોતાના ભાઈને કેદ કરવા એ ગુન્હા ભરેલું અને પાપનું કામ છે, એવું સમજ્યા છતાં લોકો તરફથી તેમને કેદ કરવાની જરૂર પડી હતી." પરંતુ એ વાત બની તે વખતથી મહારાજે શોકની નિશાની ખાતર પોતાની દાઢી ઘણીએક વખત સૂધી વધારી હતી. વળી ઘણાક વખત સૂધી દીલગીરી પણ બતાવી હતી.

આ ઉપર આવી ગએલી એકંદર હકીકતથી મેજર વાકરસાહેબને ગાયકવાડ સરકારનું રાજ્ય બહુ નબળું અને અવ્યવસ્થિત જણાયું. તેથી તેમને એમ સમજાયું કે, જો આ રાજ્યને બહારનો આશરો ન મળત તો એ તૂટી જાત. બંદોબસ્તની અવ્યવસ્થાને લીધે લોકો ઉપર એટલાં બધાં દુઃખ અને આફતો આવી પડતાં હતાં કે તે વિષે વિચાર કરવો પણ અશક્ય થઈ પડે. ખાતાના સર્વે માણસોના પગાર ચઢી ગયા હતા. કરજના બદલામાં દેશ સાનમાં લખી આપવામાં આવ્યો હતો. તેથી સાનમાં લખી લેનારા લોકો–પોતાની ઇચ્છા પ્રમાણે ઉપજ વસૂલ કરી લેતા હતા. એક સાધારણ નાયક જેવો નોકર પણ દેશમાં વધારે સત્તા ભોગવતો હતો. વળી લશ્કરી અમલદારોના કબજામાં આખું રાજ્ય હતું. આટલેથીજ બસ નહોતું, પણ રાજાને પોતાના

કબજામાં લઈ લીધા હતા. વળી રાજકીય કામ કાજમાં તે અમલદારો કુશળ નહીં હોવાથી તેમનો પૂરે પૂરો કબજો સરાફોના હાથમાં હતો.

વળી દર વરસે ઉપજ કરતાં ચાર પાંચ લાખનું વધારે ખર્ચ થતું હતું. ફક્ત પ્રધાન રાવજી આપાજી પોતાની તિક્ષણ બુદ્ધિ અને ડહાપણ વડે રાજ્યનો કારભાર ચલાવવાને યોગ્ય પુરૂષ હતો. પણ તે થોડા વખતમાં વહેંમી થઇ ગયો હતો. કારણ—ચાળીશ વર્ષ દર્મ્યાનમાં મરેઠી રાજ્યની ઘણીક શાખાઓ ઉખડી ગઇ હતી, તે જોવાથી તથા ગાયકવાડી રાજ્યમાં કેટલાક થઈ ગએલા ફેરફારોથી તે માહિતગાર થએલો હતો તેથીજ તે વહેંમી થયો હતો. આ વહેંમે કરીને તેણે પોતાનામાનું સાવધપણું ખોઇ દીધું હતું. વળી આથી કોઇ કોઈ વખતે તેનામાં બીક પણ પેદા થતી હતી.

વળી પોતાની ઈચ્છા પ્રમાણે રાજ્ય ચલાવવાને જોઇએ તેટલી છૂટ પ્રધાનને હતી નહીં. કેમકે ઉપર કહી ગયા પ્રમાણે આરબોનું જોર ઘણું અને કબજો ભારે હતો. તેથી તેઓના કબજામાંથી રાજ્યને છુટું કરી લેવા જેટલી તેનામાં ધીરજ રહી નહતી. વળી અંગ્રેજ સરકારના વિચાર ઉપર કોઇ કોઇ વખતે તેનો વિશ્વાસ પણ રહેતો નહીં જેઓની સાથે વાતચીત કરવામાં વધારે સાવધપણું રાખવું જોઇએ તેના બદલામાં તે સાલસાઇ અને ભોળપણ રાખતો હતો. દરેક કામકાજ કરવામાં વહેંમ ખાય તેવોજ તેનો સ્વભાવ ઘડાઈ ગયો હતો.

સને ૧૮૦૨ ના ઠરાવમાં એવી શરત હતી કે—અંગ્રેજ સરકારે આરબોનું જોર કમી કરવામાં ગાયકવાડ સરકારને [1]મદદ આપવી. વળી એજ ઠરાવથી વડોદરા રાજ્યના અંદરના કારભારમાં અંગ્રેજ સરકારને વચ્ચે પડવાની બેહદ

---

૧ કોલકરાર અંક ૭૦ ની કલમ ચોથી પ્રમાણે.

છૂટ મળી હતી. ઉપરનો ઠરાવ થયો તે વખતે વડોદરાનું રાજ્ય માત્ર નામનુંજ હતું. કાનોજીરાવ તથા મલ્હારરાવ આનંદરાવ મહારાજની સત્તાનો તિરસ્કાર કરતા હતા. રાજા તો આરબોથી[1] ઘેરાયલાજ હતા. મતલબ કે આરબો સંખ્યામાં ઘણા થોડા હતા, પરંતુ તમામ લશ્કરી હોદ્દા તેમના કબજામાંજ હતા. આથી કાનોજીરાવને ગાદી ઉપર બેસાડવાની ખટપટ તે લોકો ચલાવતા હતા.

ઉપર પ્રમાણે આરબલોકો ગાયકવાડ સરકારના રાજ્યમાં ઘણાજ જોરાવર થઈ પડ્યા હતા. તેથી વખતે રાજા તેમનું કહ્યું ન માને તો તેઓ તેમને નજરકેદ પણ કરી શકતા હતા. એ લોકો તરફના માણસોનો ખર્ચ દર વરસે ત્રણ લાખ રૂપીઆનો હતો. તોપણ તેમને કંઇજ કહી શકાતું નહતું. કારણ–તેઓના પગારના વીશલાખ રૂપીઆ ચઢી ગએલા હતા. એ રૂપીઆને પેટે રાજ્યની સઘળી ઉપજ લખી આપવામાં આવી હતી. તેથી તેઓને રજા પણ આપી શકાતી નહીં.

આવી આવી ખટપટોને લીધે ગાયકવાડ સરકાર અંગ્રેજ સરકાર સાથે એવું કહેણુ ચલાવતા હતા કે–આરબો પોતાનો ચઢેલો પગાર લઇ ગુજરાત છોડી જાય તો, તેમની સારી બરદાશ થાય. પણ આરબોએ ના પાડી. કેમકે આ વખતે તે લોકોના કબજામાં વડોદરા શહેર પૂરેપૂરૂં હતું. એ કબજે છોડવવા માટે અંગ્રેજ સરકારે શહેરને ઘેરો ઘાલ્યો. તેથી છેવટે આરબો શરણે થયા. આ વખતે આરબોએ એવી માગણીએ જવા કબૂલ કર્યું કે–જે જે દસ્તાવેજોમાં તેમની બાંહેધરી અગર જામીનગીરી હોય તે તે દસ્તાવેજોમાં અંગ્રેજ સરકાર પોતાની જામીનગીરી દાખલ કરાવે અને ચઢેલો પગાર આપે તો તેઓ રાજ્ય છોડી જવા ખુશી

૧ આરબો આગળ રાજાનું કાંઈ ચાલતું નહીં.

છે. આ સમે ગૂજરાતમાં કોઈપણ પ્રકારનો ઠરાવ બાંહેધરી સીવાય થતો નહીં હતો. આ પ્રમાણે રીવાજ પડવાનું કારણ એટલુંજ હશે કે સરકાર કોઇપણ રીતથી વાંકા ચાલી જુલમ કરે નહીં.

ઉપર પ્રમાણે કરવાનું અંગ્રેજ સરકારે કબૂલ કર્યું. એથી આરબો રાજ્ય છોડી જવા તૈયાર થયા. આ વખતે અંગ્રેજ સરકારે દરેક જગોની બાંહેધરીમાં પોતાનું નામ દાખલ કરાવી મહોર શિક્કા ચોઢી આપ્યા. વળી આરબોના પગાર ચૂકવી આપવામાં જે જે શાહુકારોએ નાણાં ધીર્યાં. તેમાં પણ અંગ્રેજ સરકાર પોતે જામીન થયા હતા. વળી અંગ્રેજ સરકારે પોતાની જામીનગીરીથી રાજ્યના મોટા મોટા અધિકારીઓને વંશપરંપરાના રક્ષણ માટે પણ લેખો કરી આપ્યા. આ પ્રમાણે આ વખતે કરવું એ અંગ્રેજ સરકારને ઘણું અગત્યનું હતું. કેમકે આખું રાજ્ય કબજે કરવામાં તેઓ વધારે ફાવી શકે. અંગ્રેજ સરકારનો અંદરખાનેથી કારભાર આ વખતથી ચાલતો થયો. આ બંદોબસ્તને લીધે લોકોને ગાયકવાડ સરકાર તરફથી કાંઈપણ હરકત થઈ શકતી નહીં.

અંગ્રેજ સરકારે મૂલક સાનમાં લખી લઈ આરબોને પગાર ચૂકવી આપવા સારૂ ગાયકવાડ સરકારને રૂપીઆ ધીરાવ્યા તથા ધીર્યા. પગાર ચૂકવી આપી આરબોને કાઢવામાં કાંઇ પણ ખૂનરેજી થઇ નહીં. ગાયકવાડ સરકારની કુમકે અંગ્રેજ સરકારે જે લસ્કર રાખવું ઠર્યું હતું, તેના ખર્ચ પેટે સાત લાખ એંશી હજારનો મૂલક અંગ્રેજ સરકારને ગાયકવાડે કાઢી આપ્યો હતો. આ વખતે એ બંને સરકાર વચ્ચે એક ચોકસ તહનામું થયું. (ઇ. સ. ૧૮૦૫). તેમાં કુમકની સિબંદી વધારી તેના ખર્ચને પેટે અગીઆર લાખ સીત્તેર હજારનો બીજો મૂલક આપવામાં આવ્યો. વળી

અંગ્રેજ સરકારના ગાયકવાડ સરકાર પાસે શુમારે એકતાળીશ લાખ રૂપીઆ લહેણા હતા, તેને પેટે પણ બાર લાખ પંચાણું હજારની પેદાશ થાય એટલી જમીન અંગ્રેજ સરકારને કાઢી આપવામાં આવી. પેશવા સાથેની નાણાંની તકરારમાં ગાયકવાડે અંગ્રેજ સરકારને ભાંજગડ કરવાને ઠરાવ્યા હતા. એ બંને સરકાર વચ્ચે કેટલો નિકટનો સંબંધ હતો, તે ઉપરની એકંદર હકીકત ઉપરથી સમજાઇ આવે છે. એ સઘળી બાબત કોલ કરારમાં પૂર્ણ રીતે વર્ણવી છે. ઉપર મુજબ આપેલા મૂલકમાંથી અંગ્રેજ સરકારને ખર્ચ જેટલી રકમ પેદા થઇ નહીં, તેથી શુમારે પોણા બે લાખની પેદાશનો બીજો વધારે મૂલક ગાયકવાડ સરકારે કાઢી આપ્યો.

સને ૧૮૦૫ પછી ગાયકવાડ સરકારને પોતાના રાજ્યનો સ્વતઃકારભાર ચલાવવાની રજા મળી. આ વખતથી રૈયત લોકો ઉપર રાજા તરફથી જુલમ ગુજરવા મંડયો. એ સંબંધી સવિસ્તર હકીકત આ ઠેકાણે કાંઇ ઉપયોગી[1] ન જાણી મેં લખી નથી. પરંતુ એથી અંગ્રેજ સરકારનો એવો વિચાર થયો કે વંશ પરંપરાની જે ચાર બાંહેધરીઓ કબૂલ કરવામાં આવી છે, તે વગર બીજી જામીનગીરીઓમાંથી છૂટી જવાય તો સારૂં છે.

કાઠિયાવાડની ખંડણી અને અમદાવાદનો ઇજારો, પાંચ વરસને પટે પેશવા સરકારે ગાયકવાડને આપ્યો હતો. તે પટો સને ૧૮૦૪ માં પૂરો થવાથી ફરી દશ વરસને માટે નવો કરી આપવામાં આવ્યો હતો. તે અંગ્રેજ સરકાર વચમાં પડવાથી તથા તેમની જામીનગીરીથી દર વરસે ચાર લાખ પીસ્તાળીશ હજારનો ઠર્યો હતો. તે લહેણું પેશવા સરકારે કાઢયું. એના બદલામાં ગાયકવાડ સરકારે સામું પો-

૧ એ સંબંધી પૂરતો હેવાલ સને ૧૮૬૩ ની પાર્લમેન્ટરી બલ્યુ બુકોમાં આપેલો છે.

તાનું લ્હેણું કાઢ્યું. તે એ કે–ભરૂચની વસૂલાતનો ગાયકવાડનો ભાગ તેમને પૂછ્યા વગર પેશવા સરકારે અંગ્રેજ સરકારને અપાવી દીધો હતો તથા ગૂજરાત એ પેશવા સરકારનો મૂલક હતો, છતાં તેમાં સિબંદી ગાયકવાડ સરકારની રોકાયલી હતી, તેથી તેના ખર્ચના રૂપીઆ ગાયકવાડ સરકાર પેશવા પાસે માગતા હતા.

ઉપર પ્રમાણેની તકરાર ઉત્પન્ન થવાથી પેશવા સરકારે ઉપલો પટો પૂરો થયા પછી, બીજો નવો કરી આપ્યો નહીં તેથી બાજીરાવ પેશવાના માનીતા ત્રિંબકજી ડેંગલેએ કાઠિયાવાડના તમામ ખંડીયા રાજાઓને જણાવી દીધું, કે પેશવા સરકારની ખંડણીનો ભાગ હવેથી કોઇએ ગાયકવાડને આપવો નહીં. આ પ્રમાણે થવાથી તકરાર ઉત્પન્ન થઈ, તેથી તેનો ફડચો કાઢવા માટે ગાયકવાડ સરકારે પોતાના દિવાન ગંગાધર શાસ્ત્રીને અંગ્રેજ સરકારની બાંહેધરી લઇ પુને મોકલ્યા. ( ઇ. સ. ૧૮૧૪ ). ત્યાં ઘણી હરકતે પહોંચ્યા પછી ભાંજગડ શરૂ થઈ. પણ તેમાં કાંઇ વળ્યું નહીં. તેથી પુનાના રેસિડન્ટ મિ૦ એલ્ફિન્સ્ટન સાહેબની રજા લઇ શાસ્ત્રીએ વડોદરે પાછા આવવાનો વિચાર કર્યો.

એ શાસ્ત્રી બહુ ડાહ્યા પણ હૈયાના ભોળા હતા, તેથી સામા માણસના કપટની વાત જાણ્યા છતાં કંઈપણ ગણકાર્યું નહીં, અને પંઢરપૂરની જાત્રા જનાર પેશવાની સાથે તે પણ વડોદરે આવવા સારૂ નીકળ્યા. ત્રિંબકજી ડેંગલેએ એ શાસ્ત્રીને પંઢરપૂરમાં દગાથી મરાવી નંખાવ્યા. ( ઇ. સ. ૧૮૧૫ ). નિરપરાધિને મારવો એ મોટું પાપ છે, તો આતો બ્રાહ્મણ હતા અને તેમનું ખૂન દેવભૂમિમાં થયું. એથી એ ડેંગલેએ અઘોર કર્મ કર્યું એમ આપણા હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે ગણાયું. પણ પોતાના સ્વાર્થને અર્થે એ વાત ડેંગલેએ તથા પેશવા સરકારે કબૂલ કરી નહીં.

તોપણુ આખા દેશમાં એ વાત ચાલી કે—ખૂન કરનાર એ ડેંગલેજ છે, તેથી અંગ્રેજ સરકાર તરફથી તપાસ થતાં એ વાત સાબિત થઇ. આથી એ ગુન્હેગારને પેશવા સરકાર પાસેથી ત્યાંના રેસિડન્ટસાહેબે બોલાવી લીધો. તેને થાણાના કિલ્લામાં કેદ કરી રાખ્યો. પરંતુ ત્યાંથી તે નાશી ગયો. તે ફરીથી પકડાયો ત્યારે તેને ચૂનારગઢના કિલ્લામાં જન્મકેદ રાખ્યો.

આ ઉપર લખ્યા પ્રમાણે થએલા દગાને લીધે સને ૧૮૧૭ ના કરાર ઉપર પેશવા સરકારને સહી કરવી પડી. આથી ગાયકવાડ સરકાર તરફ પેશવા સરકારનું જે લહેણું હતું, તે બદલનો તમામ દાવો રદ થઈ ગયો. વળી પાછલા લહેણાને પેટે ચાર લાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા હતા તે પણ માંડી વાળવા પડ્યા. સને ૧૮૧૭ માં નવી સલાહ થઈ. આ સલાહ આનંદરાવ મહારાજ તરફથી કામ ચલાવનાર ફતેસિંગરાવ ગાયકવાડે કરી, તેમાં મુખ્ય ઠરાવ એ હતો કે—સિબંદી વધારવી. ગાયકવાડ સરકારે ગુજરાતમાં જે હક્કો પેશવા સરકાર તરફથી મેળવ્યા હતા, તે અંગ્રેજ સરકારે કાયમ રાખ્યા હતા. વળી કેટલોક મૂલક અદલ બદલ કરી અંગ્રેજ સરકારે પોતાના અમલનો મૂલક નક્કી કર્યો. લઢાઇ વખતે અંગ્રેજી લશ્કર સાથે ગાયકવાડ સરકારે કુમકમાં સ્વારો મોકલવા. વળી દરેકે ફોજદારી ગુન્હેગારો આપવા લેવા.

---

# પ્રકરણ ૫ મું.

મલ્હારરાવ ગાયકવાડ; એના પક્ષમાં ગાયકવાડી રાજ્યનાં તથા કુટુંબનાં ઘણાંક માણસોનું જવું; લઢાઈની તૈયારી; કિલ્લા તાબે કરી લીધા; અંગ્રેજ સરકારની મદદની બંને પક્ષ તરફથી માગણી; અંગ્રેજ સરકારે આનંદરાવ ગાયક-

વાડને મદદ આપી; કડી તાબે થયું; અંગ્રેજોની વડોદરામાં સત્તા; મલ્હારરાવને વર્ષાશન બાંધી આપવાબદલ લેખ; ગણપતરાવનું બંડ; છેવટનો અંગ્રેજ અને ગાયકવાડ વચ્ચે કરાર.

# કડીવાળા મલ્હારરાવ ગાયકવાડ.

દામાજીરાવના ભાઇ ખંડેરાવ હતા. તેમને કડીની જાગીર તથા હિંમતે બહાદૂરનો ઈલકાબ પોતાના ભાઈ તરફથી મળ્યો હતો. એ ખંડેરાવને મલ્હારરાવ નામે દીકરો હતો. એ મલ્હારરાવ ગાયકવાડ પોતાના બાપને મળેલી જાગીરનો ભોગવટો સ્વતંત્રપણે કરવા લાગ્યા. તેથી તે વાત ફતેસિંગરાવ ગાયકવાડને પસંદ પડી નહીં, તેથી તેમની પાસેથી કેટલીક શરતો લખાવી લઈ ફતેસિંગરાવ મહારાજે પોતાના પટાવત તરીકે મળેલી જાગીરનો ભોગવટો કરવા તથા તેમના બાપને મળેલો ઈલકાબ ધારણ કરવા દીધો.

તોપણ એ ગાયકવાડે થોડીક મુદત વિત્યા પછી પોતાની સ્વેચ્છા પ્રમાણે કડીનો કારભાર કરવા માંડયો. વળી ચઢેલી ખંડણી આપવામાં પણ વાંધો ઉઠાવ્યો. આ પ્રમાણે કરવામાં તેમણે કેટલાંક કારણો જણાવી લઢવાનું ડોળ બતાવ્યું. એ સંબંધી તમામ હકીકત પાછલા પ્રકરણમાં આવી ગઇછે. તોપણ આ ઠેકાણે સંબંધ પૂરતી હકીકત લખવાની જરૂર છે. એમનું લશ્કર કલોલ ગામ આગળ તથા આનંદરાવ મહારાજનું લશ્કર શાહીબાગ આગળ તથા કેટલુંક કાલીકોટ આગળ પડેલું હતું. એ બંને લશ્કરો વચ્ચે કેટલીએક લઢાઇઓ થઇ, તેમાં મલ્હારરાવની જીત હતી. તેમ છતાં તેમની તરફથી ગજરાબાઇવાળા કારભારીઓએ તથા આનંદરાવ મહારાજ તરફથી તેમના પ્રધાન રાવજી આપાજીએ મુંબાઈના ગવરનર મિ० ડંકનસાહેબ તરફ મદદની માગણી કરી. તેમાં ઘણાંએક કારણોએ કરીને

આનંદરાવ મહારાજની માગણી ઉપર લક્ષ આપવામાં આવ્યું. તેથી એ ગવરનર સાહેબે ચારસેં યુરોપિયનો સહિત બે હજાર માણસોની ફોજ આપી મેજર વાકરસાહેબને જવા ફરમાવ્યું. આ પ્રમાણે સહાયકારી ફોજે સુરતથી નીકળી ખંભાતને બારે ઉતરી એક ખુલ્લી જગો ઉપર પડાવ નાંખ્યો હતો.

મલ્હારરાવ પાસે એકંદર લશ્કર પંદર હજાર હતું. પરંતુ તેમાં દમવાળો માણસ ફકત એકજ શિવારામ ગાર્દિ હતો. તેની પાસે કવાયત શિખેલા ખોટું ડોળ બતાવનારા સાતસેં હિંદુસ્તાની સ્વારો તથા ચારસેં મરેઠા સ્વારો હતા. વળી "ગોસાઇની બાયડીનું લશ્કર" એવા નામની એક પલટણ હતી. તેનો ઉપરી એક અંગ્રેજ નામે પાર્કર હતો. બસેં માણસોની એક ટૂકડીનો સરદાર એક જોકિપ નામે ફિરંગી હતો. વળી સિંધિ, પઠાણ, ભીલ, કોળી અને કાઠી વગેરેનું પણ થોડુંક લશ્કર હતું. તેનો ઉપરી ભૂપતસિંહ પ્રસિદ્ધ થએલો ભંકોડાનો ઠાકોર હતો. એ ભૂપતસિંહ અને કડીના જાગીરદાર વચ્ચે પૂર્વે કટ્ટુવેર હતું. પણ હાલ તે તેમની ફોજનો એક માનીતો સરદાર થઈ પડયો હતો.

આગળ લખ્યા પ્રમાણે આવેલી બ્રિટિશ ફોજે કેટલીક મુદત સૂધી આગળ પગલાં ભર્યા નહીં. (ઈ. સ. ૧૮૦૨ ). એટલામાં તો મલ્હારરાવ કાનોજીને કેદમાંથી છોડવવાની કપટ ભરેલી રમત સાથે આરબો રાખી રમતા હતા. અંગ્રેજી ફોજ ઢીલ કરતી હતી તેથી તથા ખંભાતનાં રેસિડન્ટ તરફથી એક વકીલ મલ્હારરાવ તરફ કહેણુ લઈ આવેલો હતો; તેથી આબાજી નિરાશ થઇ ગયો હતો. મલ્હારરાવે પોતાની ફોજના માણસોને હથિયાર છોડવાની ના પાડી હતી, તેમજ કબજે કરેલા કિલ્લા પણ પાછા આપવા ના પાડી હતી.

એ ઉપર લખેલી બંને વાતો મલ્હારરાવ પાસે કબૂલ

કરાવ્યા વગર ચાલે તેમ નહતું. તેથી મિ૦ ડંકનસાહેબે પોતાની ફોજને એકદમ મૂકામ છોડી કુચ કરવા ફરમાવ્યું. વળી તેણે એવી સૂચના આપી કે તેમણે તાબડતોબ આનંદરાવ મહારાજના સેનાપતિ બાબાજીરાવને જઈ મળવું. વળી મલ્હારરાવને પણ અંગ્રેજ સરકાર તરફથી ખબર આપવામાં આવી કે:—ગાયકવાડ સરકારનો જે મૂલક તેમણે ગેરવાજબી રીતે લઇ લીધો છે, તે પાછો લેવા માટે અમે અત્રેથી ફોજ રવાને કરી છે. માટે લડાઈ ન કરતાં તે પાછો આપી દેવાની તમારી મરજી હોય તો સો માણુસ સાથે રાખી તમારી મુલાકાત લેવાનું બનશે. એ સીવાય બીજા કોઈપણુ ઠરાવની આશા રાખવી નહીં.

મેજર વાકર લશ્કર સહિત ખંબાતથી નીકળી અડાળજ લગી આવ્યો. ત્યાં સૂધી મલ્હારરાવ સલાહનું કહેણુ ચલાવતા હતા. પણુ તે વિષે મેજરસાહેબને કશી ખાત્રી થઈ નહીં. ભારે સામાન તથા માંદાં માણુસોને પડતાં મૂકીને એકદમ મેજર વાકરસાહેબ ઠેઠ કડી જઈ પહોંચ્યો, (ઈ. સ. ૧૮૦૨). એ અંગ્રેજી લશ્કર પાછળ ગાયકવાડી ફોજ પણુ હતી. આ પ્રમાણે એ ફોજને પાછળ રાખવાનું કારણુ એટલુંજ હતું કે તે પોતાની અવ્યવસ્થાને લીધે વગર કારણે વાંકમાં આવી જાય નહીં.

જે મૂકામે મેજરસાહેબની છાવણી પડેલી હતી, તેજ મૂકામે મુલાકાત લેવા સારૂ જવાની ઈચ્છા મલ્હારરાવે જણાવી હતી. તે પ્રમાણે મુલાકાત તો થઇ. પણુ તે ઉપર મેજરસાહેબને સમજાયું કે—મલ્હારરાવ નરમ થયા વગર તેમની તકરાર બંધ પાડનાર નથી. કારણુ કે મળવા આવવાનો ડોળ તથા તેમનો દગો મેજરસાહેબને સમજાયાં હતાં. મલ્હારરાવે મળવા આવતી વખતે બે હજાર હથિયાર સજેલા માણુસો તથા ત્રણુ તોપો સાથે રાખી હતી.

વળી જે ઠેકાણે મુલાકાત લેવાનું ઠરાવ્યું હતું, તે ઠેકાણે અને તેજ દિવસે ન મળતાં બીજે દિવસે સાંજે મળવા ગયા હતા.

આ મુલાકાત થયા પછી નવી ફોજ કાઢી મૂકવાની તથા અંગ્રેજ સરકાર જે વાત કહે તે કબૂલ કરવાને એ મલ્હારરાવે મરજી જણાવી હતી. પરંતુ પોતે એવી માગણી કરી હતી કે–તેમની પોતાની યોગ્યતા જળવાય એવી રીતે તે પોતાની તરફથી કરાર કરવા સારૂ એક વકીલને ખાનગી રીતે મોકલશે. એ વાત મેજરસાહેબે કબૂલ રાખી હતી; પણ તેણે તેમની પાસે એવી માગણી કરી કે–ગાયકવાડ મહારાજનો લીધેલો મૂલક મલ્હારરાવે એકદમ છોડી દેવો તથા તેમના કેદ કરેલા માણસોને પણ છુટા કરી દેવા. વળી બાકી રહેલી ખંડણી હોય તે પણ આપી દેઈ નીકાલ કરવો. લડાઇનો થએલો ખર્ચ ગાયકવાડ સરકારને આપવો તથા હવે પછીથી ગાયકવાડ સાથે સારી ચાલથી ચાલવા માટે જામીન આપવો. નવી ફોજને રજા આપી હમેશાં રહેતી હોય તેટલીજ ફોજ રાખી મલ્હારરાવ ગાયકવાડે સર્વે વાતથી આનંદરાવ મહારાજનું મન મનાવવું જોઇએ. વળી આ બધી બાબતની સંપૂર્ણ ખાત્રી થતાં સૂધી અંગ્રેજી લશ્કરની છાવણી કડી મૂકામે રહેશે.

ઉપરની માગણી વિષે કંઇ પણ બની શકે એવું મેજર સાહેબને જણાયું નહીં. તેથી કડી પાસેની એક ઉંચી ટેકરી હતી, તે પોતાને કબજે કરી લઇ તેના છેક ઉંચા ભાગ ઉપર પોતાના લશ્કરની એક ટૂકડી તથા એક તોપ, ગોઠવી દેવડાવ્યાં. આ ટેકરી ઉપરથી મલ્હારરાવની તમામ હીલચાલ તથા લશ્કર વગેરે જણાઈ આવતાં હતાં.

કડીનો કિલ્લો નાનો અને વાંકો ચૂકો હતો. તેના ચાર દરવાજા હતા. તેમાના ફતેહ નામના દરવાજા આગળ માત્ર

એક લશ્કરી મોરચો હતો. વળી એ દરવાજા ઉપર એક તોપ ચઢાવી રાખી હતી. મલ્હારરાવને રહેવાના કિલ્લામાં એક જગો હતી. તે વેગળેથી દેખાતી હતી. એ જગોએ એક બુરજ તથા તેનાપર એક અગાસી હતી. તે ઉપરથી તેની આસપાસનો મૂલક તથા તે ઉપર થતી હીલચાલ વગેરે બધું જોઈ શકાય તેમ હતું.

સુમારે બપોરની વખતે મલ્હારરાવ તરફથી કાગળ લઇ ત્રણ માણસો આવ્યા. તે કાગળમાં એટલી બધી નમ્રતા જણાવી હતી કે, તેમાં તેમનું કંઇપણ કપટ ઉઘાડું પડેજ નહીં. આવેલા કાગળના ઉત્તરો તરતજ લખીને એજંટ સુંદરજી તથા કેપ્ટન વિલિયમ સાથે મોકલ્યા. તેઓને જતાં વીશ મિનિટ થઇ નહીં અને તેમના લશ્કર પાસે પહોંચ્યાએ નહીં. એટલામાં તેમને એકદમ કેદજ કરી લીધા અને તોપોનો મારો ચલાવ્યો. આથી મેજર વાકરસાહેબને ગાયકવાડી લશ્કર સાથે થોડીકવાર મસલત કરવી પડી. તેમને કામ નીમી આપ્યાં અને કેવી રીતે ચાલવું તેની વ્યવસ્થા બતાવી દીધી. આ પ્રમાણે બંને લશ્કરે એકસંપ થઈ સામાવાળીયા ઉપર હલ્લો કર્યો. અંગ્રેજી લશ્કરની એક બાજુપર મીર કમાલુદ્દીન એક હજાર ઘોડેસ્વાર સહિત ઉભો હતો, અને ડાબી બાજુએ બાબાજીરાવ થોડું એક લશ્કર લઇ ઉભો રહ્યો હતો.

ઉપર પ્રમાણે વ્યવસ્થા થયા પછી ચઢાઇકરવા સારૂ સર્વે લશ્કર કુચ કરવા લાગ્યું. આ વખતે શત્રુની તોપોનો મારો તેમના ઉપર વધારે થવા લાગ્યો. શત્રુએ લડાઈ કરવાની જગો એવી પસંદ કરી હતી કે ત્યાંથી મારની અસર વધારે થતી હતી. તોપણ મેજર વાકરસાહેબ લગભગ તેમની પાસે આવી પહોંચ્યો. અહીંથી શત્રુની તમામ ફોજ દેખાતી હતી.

ઉપર પ્રમાણે ગોઠવાયલી યોજના પ્રમાણે મેજર વાકર

સાહેબ એકદમ હલ્લો કરવાની તૈયારીમાં હતો. પરંતુ બાબાજીનું લશ્કર છેટે રહી ગયું છે, એવું તેના જાણવામાં આવ્યું. વળી આરબ સીપાઈઓ લશ્કરની પાછળ રહેવાને ના પાડે છે. તેમ જમણી બાજુએ મીર કમાલુદ્દીનથી પણ ટકી શકાયું નહીં. આથી એકદમ તે ખમચાયો. વિચાર કરતાં તેને સમજાયું કે, જ્યાં સૂધી ગાયકવાડી ફોજની ખરી અસર થવાનો સંભવ જણાય નહીં ત્યાં સૂધી એકદમ ચઢાઈ કરવી દુરસ્ત નથી. માટે લઢવાનું બંધ રાખીને અંધારૂ થતાં અગાઉ તે પોતાના ટેકરીવાળા લશ્કર સાથે મળી ગયો. આવી રીતે થવાથી શત્રુને તેમજ બ્રિટિશ ફોજને ભારે નુકશાન પહોચ્યું હતું. કેમકે શુમારે અંગ્રેજ લશ્કરનાં અઢીસેં માણસોનો ખોટો નીકળી ગયો હતો. આથી પોતાની એકલીજ ફોજના બળવડે ચઢાઈ કરવી મેજર સાહેબને દુરસ્ત લાગી નહીં માટે મરેઠી રીત પ્રમાણે તેણે કરવા નક્કી કર્યું. બાબાજીની સલાહ લીધા પછી મોરચો બાંધ્યો અને એક કિલ્લેબંધી શહેર માફક સામી છાવણી તરફ ચાલ્યા જવાનું ઠરાવ્યું. આ પ્રસંગે મિ૰ ડંકનસાહેબે તેમજ બીજા કૌંસિલરોએ બની શકે તેટલું લશ્કર મદદે મોકલવા ગોઠવણ કીધી હતી. મુંબાઇથી કેટલીક ફોજ આવવા નીકળી ચૂકી હતી તથા ગોવેથી પણ ફોજ મોકલી દેવા લખાઈ ગયું હતું.

ઉપરનાં બંને લશ્કરો વચ્ચે ઘણીક લઢાઇઓ થઈ. તેમાં સામા પક્ષવાળા અંગ્રેજી લસ્કર ઉપર નજર રાખી ગાયકવાડી ફોજ ઉપર દુશ્મનાવટથી મારો ચલાવતા હતા. આ વખતે મેજરસાહેબને જણાયું કે ગાયકવાડી લશ્કરી સામાન કશા ખપમાં આવે તેવો નથી. વળી લશ્કર પણ ના હિંમતવાન અને અપ્રમાણિક છે, એમ સમજાતું હતું. સામા પક્ષવાળા લશ્કરી માણસોમાં જેવી હોંશ છે તેવી ગાયકવાડી

લશ્કરના માણુસોમાં નથી. તે ઉપરથી એ સાહેબે નક્કી કર્યું કે ગાયકવાડી લશ્કરની પૂરેપૂરી મદદ મળશે એવી ખાત્રી થતાં સુધી ચૂપાચૂપ બેસી રહેવું જરૂરનું છે. આ વખતે પણ મેજરસાહેબ સાથે મલ્હારરાવ સલાહ કરવાનું કહેણ ચલાવતા હતા, અને અંગ્રેજી કેદ કરેલા માણસોને છૂટા કરવા બદલ તેમણે બહુ માગણીઓ કરી હતી.

ઉપલી અંગ્રેજી ફોજને કેપ્ટન વિલિયમની ફોજ આવી મળી. આ વખતે ગાયકવાડી લશ્કર બાદ કરતાં અંગ્રેજી લશ્કરમાં પાંચ હજાર માણુસો થયાં હતાં. તેમાં બે હજાર કરતાં વધારે યુરોપિયનો હતા. આ પ્રસંગે મલ્હારરાવના દરબારમાં તેમના બધા અમલદારો એકઠા મળી મસલત કરતા હતા કે ગમે તેમ કરી ઘરપેટે કજીઓ પતાવી દેવો. ઘરમેળે પતાવી દેવાનો વધારે વિચાર ફક્ત મુકુંદરાવ ગાયકવાડનોજ હતો. તેમણે બધા અમલદારો ઉપર એવો દોષ મૂક્યો કે "તેમને લીધે તે સંકટમાં આવી પડયા છે." આથી મળેલા લશ્કરી આગેવાનો ચિંતાતુર થયા અને એક બીજા સામે ટગર ટગર જોયા કર્યું. આ બનાવ દેખી મલ્હારરાવ પણ ડરવા લાગ્યા અને ગભરાઇને બોલ્યા કે ઘર પેટે ચાલતા કહેણુનો કશો ઉત્તર મળ્યો નથી, માટે જે થાય તે ખરૂં, પણ લઢવાની ગોઠવણ તાકીદે કરવી. એથી તેમનું તમામ લશ્કર ગોઠવાઈ ઊભું થયું.

ઉપર પ્રમાણે ગોઠવાયલા લશ્કર ઉપર કર્નલ વુડિંગટને પોતાના લશ્કર સહિત કોઇને દેખા ન દેતાં એકદમ ચઢાઈ કરવા ધાર્યું હતું. તે મલ્હારરાવના તોપખાના નજીક જઇ પહોંચ્યો કે તરતજ તેણે બાયોનેટ ચલાવી એકદમ કડી શહેર કબજે કર્યું. જે તોપો પોતાના હાથમાં આવી તેજ તોપો તેણે શત્રુની સામે અડાવી દીધી. જેમ જેમ બ્રિટિશ ફોજને લાભ જણાતો ગયો તેમ તેમ તે વધારે જુસ્સાબેર

લઢવા લાગી. સામાવાળાના મોરચાનો આખો ભાગ તેણે કબજે કરી લીધો. વળી શત્રુનું રક્ષણ કરનારી જે ફોજ હતી, તેમાં પણ ભંગાણ પાડીને તેની અવ્યવસ્થા કરી નાંખી. આ પ્રમાણે કરવામાં અંગ્રેજી લશ્કરને ઝાઝું નુકશાન થયું નહતું. પણ હાથ આવેલો દારૂનો એક કંડીઓ એકદમ દૈવયોગથી સળગી ઉઠ્યો, તેથી લગભગ સો દોઢસો માણસો ઘાયલ થયા હતા અને તેમાના ત્રીશેક મરી ગયા હતા.

ઉપર પ્રમાણે જય મેળવ્યા પછી મલ્હારરાવની છાવણી ઉપર લૂંટ ચલાવી, કડી પાસેનું કડેલ ગામ બાળી મૂક્યું અને લૂંટી લીધું. મલ્હારરાવની આવતી ફોજને શહેરમાં પેસવા પણ દીધી નહીં, તેથી તે ફોજ પણ બીજી બાજુએ ભયમાં આવી પડી હતી. મલ્હારરાવને અતિશય ડર બતાવ્યો, તેથી તેમણે કેદ કરેલા અંગ્રેજી માણસોને છોડી મૂક્યા. આ પ્રમાણે થએલી જીતના સર્વે સમાચાર બાબાજીએ પોતાના ભાઇને લખી મોકલ્યા.

મલ્હારરાવે બ્રિટિશ સરકારને શરણે થવા ઈચ્છા બતાવી હતી, તેથી તેને તેડી લાવવા સારૂ એક લશ્કરી ટૂકડી મોકલી હતી; પણ તેમના લોકોએ તેમને આવવા દીધા નહીં. આ વાત જાણવામાં આવી કે તરતજ શહેરનો કોટ તોડી પાડવાને તોપોનો મારો અગ્રેજી લશ્કરે ચલાવ્યો. આથી લઢાઈનું કામ ભયંકર થઈ પડયું, તેથી છેવટે મલ્હારરાવ ગભરાયા અને પોતાના કુટુંબના માણસોના બચાવની શરતે શરણે આવ્યા. એ દિવસે કડીનો કિલ્લો ખાલી કરી આપ્યો, તેથી તે શહેરના કિલ્લા ઉપર અંગ્રેજી, ગાયકવાડી બંને લશ્કરોના વાવટા ઉડવા લાગ્યા. એ કિલ્લામાંથી ત્રીશ તોપો, કેટલાક હાથી, ઘોડા, ઊંટ, ઘણુંક દારૂખાનું તથા સરસામાન હાથ લાગ્યો હતો.

શરણે થયા પછી મલ્હારરાવે મુંબાઈના ગવરનર સાહે-

અને કોલ તરીકે એક પત્ર લખી મોકલ્યો. વળી મહારાજા આનંદરાવને પણ એક પત્ર લખ્યો હતો. તેનો સારઃ—

બાંહેધરીની રીતે તમારૂં લહેણું મારી પાસે નીકળતું હતું, પરંતુ મેં વાંધો ઉઠાવ્યો તથા લશ્કર રાખી વિશનગર વગેરે કિલ્લા લઈ લીધા અને ફિતૂર ઉઠાવ્યું, તેથી તમે અંગ્રેજ સરકારની મદદ માગી તેમના લશ્કર સાથે બાબાજીને લઢવા મોકલ્યો. નામદાર ગવરનર સાહેબે વચ્ચે પડી સલાહ કરવા સમજાવ્યું પણ મેં તેની દરકાર રાખી નહીં, તેથી અંગ્રેજ સરકારે કડીનો કિલ્લો તથા તે તાબાનો બધો મૂલક લેઈ લઈ તમારે સ્વાધિન કર્યો. મારે માટે નડિયાદ પરગણામાંથી દરવરસે સવા લાખ રૂપીઆની નિમણોક બાંધી આપી છે, એ મારે બસ છે. આજથી મારો છોકરો, કુટુંબ તથા ભાઈઓ તમારી સાથે સલાહથી ચાલશે. મારી ચાલ વિષે નામદાર ગવરનર સાહેબે ખાત્રી કરી આપીછે, તેથી તેમના સમજાવ્યા પ્રમાણે હું ચાલીશ. મારા કુટુંબના પોષણ માટે બીજી જાગીર આપી મારી અસલ જાગીર આપે કબજે કરી લીધી છે. પણ હવેથી જો હું આપ સરકાર સાથે સલુકાઈથી ચાલું તો મારી જેદાદમાં વધારો કરશો, એવી આશા રાખુંછું. આ લેખના જામીન મીર કમાલુદીન તથા ઇસ્ટ ઇંડિયા કંપની તરફથી મેજર વાકરસાહેબ થયા છે. તે બદલ તે લેખ ઉપર તેમની સહીઓ થઇ છે.

ઉપરનો કાગળ પહોંચ્યા પછી આનંદરાવ મહારાજ તરફથી જે ઉપજ નડિયાદ પરગણામાંથી કાઢી આપવાની તેની શરતોઃ—

૧. નડિયાદ પરગણામાં વેઠ, વેરો, બાની બાંદરી અથવા બીજા કોઇપણ પદાર્થ ઉપર નવો કર બેસાડાશે નહીં.

૨. આ પરગણામાં જે શિરસ્તો ચાલે છે, તે પ્રમાણે ઘાસ વગેરેનો બંદોબસ્ત તમારે રાખવો પડશે.

૩. કોળીલોકો અથવા મહેવાસીલોકો તરફથી તમારા ઉપર કાંઇ જોર જુલમ થતો જણાશે તો તમારી માગણી પ્રમાણે લશ્કર મોકલી તમને દુઃખમાંથી છોડવવામાં આવશે.

૪. કડીમાં તમારાં સગાં વહાલાં તથા દોસ્તો વગેરે જે રહેશે તેમને, તેઓ સારી સલુકાઇથી ચાલશે, ત્યાં સૂધી હરકત હેલો થવા દેવામાં નહીં આવે.

૫. લખતના ઠરાવ પ્રમાણે એ પરગણાની ઉપજમાંથી દરસાલ એક લાખ પચીશ હજાર લેતા જવું.

૬. પરગણા ઉપર કાંઇ આફ્ત, કજા અથવા નુકશાન આવી પડશે, અને તે બદલ તમને જે ખર્ચ થયો હશે તેનો હિસાબ જોઇ તમને મજરે આપવામાં આવશે. આ ઠરાવના ખોળાધર મીર કમાલુદ્દીન તથા મેજર વાકરસાહેબને ઠરાવ્યા છે.

કડી તૂટયા પછી તરતજ અંગ્રેજોની સત્તા વડોદરામાં વધી. મેજર વાકરસાહેબે વડોદરે આવી ગવરનર સાહેબની થએલી સૂચના પ્રમાણે બ્રિટિશ રેસિડન્ટનું પદ ધારણ કર્યું. (ઈ. સ. ૧૮૦૨). એ વડોદરે આવ્યા તે વખતે એમનો ભારે આદરસતકાર આનંદરાવ મહારાજે કર્યો હતો. પ્રધાન રાવજીના ઘર પાસે રાવપરામાં હાલ જે જગા કોઠા નામથી ઓળખાય છે, ત્યાં આગળ મેજર વાકરસાહેબને ઉતરવા માટે તંબુ ઠોકાવ્યો હતો. કંપની સરકારનો વાવટો પણ ત્યાંજ ચોઢવામાં આવ્યો હતો. આ વખતથી એ જગાનું નામ કોઠી પડેલું છે. વળી આ જગોએ રાવજી પ્રધાનનું ઘર હતું તેથી તેમના ઘરની આસપાસ ભારે વસ્તી થવાથી તે તમામ ભાગ તેમના નામ ઉપરથી રાવપુરા નામથી ઓળખાય છે.

મદદની માગણી વખતે ચોરાશી પરગણું તથા સુરતની ચોથ આપવા કબૂલત આપી હતી. તે પ્રમાણે આ વખતે

આપી દેવામાં આવ્યાં. ઉપર પ્રમાણે અંગ્રેજ સરકારે મદદ આપી તેના બદલામાં ગાયકવાડ સરકારે ખુશીથી સુરત અઠ્ઠાવીશીમાંનું ચીખલી પરગણું બક્ષિસ આપી દીધું. વળી અગાઉ એક ગુપ્ત ઠરાવ થએલો હતો કેઃ—અંગ્રેજ સરકારે હમેશાં સહાયકારી લશ્કર રાખવું અને તેના ખર્ચના પેટે બંને રાજ્યને સુલભ પડે તેવો મૂલક અંગ્રેજ સરકારને આપવો ઠર્યો હતો.

ઉપર પ્રમાણે સહાયકારી લશ્કર સને ૧૮૦૪ ની સાલથી રાખવામાં આવ્યું હતું, તેના ખર્ચને પેટે ધોળકા પરગણું આપવામાં આવ્યું હતું; પણ પહેલે વરસે તેની ઉપજ થઇ શકી નહીં, તેથી તેના ખર્ચના સાત લાખ એંશી હજાર રૂપીઆ થયા, તેનો એક દસ્તાવેજ ગાયકવાડ સરકારે કરી આપ્યો. એ દેવા પેટે પચાસ હજાર રૂપીઆ નડિયાદની ઉપજમાંથી વધારેના હતા, તે લેવાના ઠરાવ્યા હતા. બાકીના રૂપીઆપેટે કડીની ઉપજ તથા કાઠિયાવાડમાની સને ૧૮૦૧–૨ ની સાલની મૂલકગીરીના રૂપીઆ વસુલ કરી લેવાનું લખી આપ્યું હતું. આરબોના પગાર આપવામાં ધીરેલા રૂપીઆને પેટે વડોદરા, પેટલાદ, જનોડ, કારેલ અને અમદાવાદનાં પરગણાં ગાયકવાડ સરકારે લખી આપ્યાં હતાં.

ગાયકવાડ સરકારના કુટુંબનો એક સગો ગણપતરાવ નામનો ગાયકવાડ હતો. તે મહારાજા ગોવિંદરાવ ગાયકવાડ કરતાં પોતાનો વિશેષ હક્ક છે, એવું જણાવી સરકારની સર્વ સત્તા લઈ લેવા ઉભો થયો હતો. આ પ્રમાણે હતું તેમ છતાં ભલા અને દયાળુ સ્વભાવના મહારાજા આનંદરાવ ગાયકવાડે થોડા રૂપીઆ લેવાના કરી સંખેડાનો કિલ્લો ને તે નામનું પરગણું ઇજારે આપ્યાં હતાં. પણ તે ઈજારાના રૂપીઆ ગણપતરાવે ન આપતાં તેઓ પણ મલ્હારરાવ સાથે મળી ગયા હતા અને પોતે સ્વતંત્રપણે નવું રાજ્ય સ્થાપ-

વાને તૈયાર થયા હતા. પરંતુ ઉપર પ્રમાણે કડી તાબે થયાની વાત જાણી કે તરતજ છાનામાના પોતાના કિલ્લામાં ભરાઇ બેઠા. કેમકે તેમની પાસે ફક્ત બે તોપો સિવાય બીજું કંઇ પણ સાધન રક્ષણ થવાજોગ હતું નહીં. વળી ગાયકવાડ સરકારનો હલ્લો તેમનાથી સહન કરી શકાયો નહીં. ગોવિંદરાવ મહારાજના દાસીપુત્ર મોરારીરાવ પણ ગણપતરાવને મળી ગએલા હતા.

ઉપર પ્રમાણે સંખેડું તાબે કરવા ગાયકવાડી ફોજ ગએલી હતી, તેની સાથે બ્રિટિશ ફોજની એક ટૂકડી પણ ગએલી હતી. એ બંને ફોજે મળી કિલ્લા સાથે સંખેડા તાબે કરી લીધું. (ઇ. સ. ૧૮૦૨). કિલ્લામાં ભરાઈ બેઠેલા માણસોની મિલકત અને તેમના જીવ બચાવવાનો કોલ થયો હતો. પણ તે પ્રમાણે થતાં અગાઉ મોરારીરાવ અને ગણપતરાવ પગે ચાલતા નીકળી માર્ગે પડી ગયા. એ બંને જણા બાપુરાવ પવારના રક્ષણ નીચે માળવામાં જઇ રહ્યા. એ પવાર ગોવિંદરાવ મહારાજના સાળા થતા હતા.

મલ્હારરાવ ગાયકવાડે ફરીને બંડ મચાવ્યું. ગાયકવાડ સરકાર તરફથી મૂલકગિરિ કરવા ગએલા બાબાજી આપાજીના ઘોડેસ્વારની એક ટૂકડી સાથે સાવરકુંડલા આગળ મલ્હારરાવે લઢાઇ કરી. તેમાં તેની હાર થવાથી, તેનો ખટલો લૂંટયો. એટલે નાશી જઈને તેમણે ભાવનગરના મહારાજા વખતસિંહજી ગોહિલનો આશ્રય માગ્યો. પણ તે પ્રમાણે કરવા ના પાડી, તોપણ તેમને હોડીમાં બેશીને ભૂજ તરફ એ ગોહિલે નાશી જવા દીધા. પરંતુ એટલામાં બે અંગ્રેજી હોડીઓ સામે મળી. એ હોડીઓમાંથી બે બાહાર થયા, તેથી તેમને પાછું ફરી એકદમ કિનારે આવવું પડયું. એ પાછા ફરી ભાવનગરમાં ઉતર્યા. પરંતુ તેમને રાજા તરફથી આશરો મળ્યો નહીં. તેથી તેઓ ડરી જઇ નગારાં નિશાન

છોડી દઇ પોતાના છોકરા સહિત જતા રહ્યા. એઓ પાલીતાણાના ડુંગર આગળ આવી એક ચાકર સહિત ભૂખ્યા અને તરસ્યા ઘણા દિવસ પડી રહ્યા. પણ આસપાસના લોકોએ તેની બાતમી બાબાજીરાવને આપી, તેથી તેણે તેમને પકડી લાવવા સારૂ એક સો સ્વારની ટુકડી મોકલી. એક ચાકર, મલ્હારરાવ અને તેમનો દીકરો એ ત્રણે જણા ભૂખથી પીડાઇ રહેલા હોવાથી વગર તકરારે એકદમ તાબે થયા હતા. બાબાજીએ પોતાની છાવણીથી થોડેક છેટે આવતા જોયા એટલે તેમને સારૂ મેના મોકલ્યા. કડીના બુદ્ધિમાન પણ ઉડભંગી, લોભી અને ભાગ્યહીણ જાગીરદારની આખરે ગૂજરાતમાં આવી દશા થઇ પડી હતી. તેમના છોકરા ખંડેરાવ સહિત એ મલ્હારરાવ ગાયકવાડને અંગ્રેજ સરકારના તાબામાં સોંપ્યા. તેઓ મરતાં સૂધી મુંબાઈમાં જન્મકેદ રહ્યા.

બ્રિટિશ સત્તાનો ગૂજરાતમાં પ્રથમ કેવી રીતે પગપેસારો થયો તે વાત તો ઉપર આવી ગઈ છે. તોપણ હવે પછી કેવી રીતે તે સત્તા વૃદ્ધિ પામી તે વિષે ઇસારા તરીકે લખું છું—સને ૧૮૦૫ માં એ બંને સરકાર વચ્ચે છેવટનો ઠરાવ થયો. તેમાં વધારો સુધારો અને યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો હતો. પ્રથમ સહાયકારી ફોજ બે હજાર રાખવામાં આવી હતી, તેને ઠેકાણે ત્રણ હજાર રાખવાનું ઠરાવ્યું. પરંતુ એ ફોજ જરૂર પડેજ કામમાં લઇ શકાય એવી કબૂલત હતી. તેના હમેશાંના સારૂ અગીઆર લાખ સીત્તેર હજારની ઉપજનાં પરગણાં આપ્યાં હતાં. ચોરાશી અને ચીખલી પરગણાં સુરતની ચોથ તથા ખેડા જીલ્લાનાં પરગણાં તો ગાયકવાડે પ્રથમથીજ અંગ્રેજ સરકારને આપ્યાં હતાં. વળી દેવા પેટે બીજાં પરગણાંની ઉપજ પણ લખી આપી હતી.

મહારાજા આનંદરાવ ગાયકવાડના વખતથી નામદાર આ-

નરેબલ ઈસ્ટઇન્ડિયા કંપનીને જે આપવામાં આવ્યું છે, તેની યાદી સને ૧૮૦૬ ના કર્નલ વાકરસાહેબના રીપોર્ટ સાથે જોડવામાં આવી હતી. તે નીચે પ્રમાણે.--

| ઇનામ, | ઉપજ—રૂપીઆ. |
| --- | --- |
| ખેડાજીલ્લાની કિલ્લેદારીની. | ૪૨,૦૦૦ |
| ચીખલી પરગણું. | ૭૬,૦૦૦ |
| સુરતબંદરની ચોથ. | ૫૦,૦૦૦ |
| ચોરાશી પરગણું. | ૯૦,૦૦૦ |
| કુલ ઇનામ. | ૨,૫૮,૦૦૦ |

| જૈદાદ, | ઉપજ—રૂપીઆ. |
| --- | --- |
| નડિયાદ પરગણું. | ૧,૭૫,૦૦૦ |
| ધોળકા પરગણું. | ૪,૫૦,૦૦૦ |
| વિજાપુર પરગણું. | ૧,૩૦,૦૦૦ |
| માતર પરગણું. | ૧,૩૦,૦૦૦ |
| મહુધા પરગણું. | ૧,૧૦,૦૦૦ |
| કડી ટપ્પો. | ૨૫,૦૦૦ |
| કિમ, કઠોદ્રાની જકાત, | ૧,૫૦,૦૦૦ |
| કાઠિયાવાડની વાર્ષિક વરાત. | ૧,૦૦,૦૦૦ |
| કુલ જૈદાદ. | ૧૧,૭૦,૦૦૦ |

મહારાજા ગોવિંદરાવ ગાયકવાડના વખત સુધી પેશવા અને ગાયકવાડ સરકાર વચ્ચે એકે કોલકરાર થયો નહતો. આબા સેલુકરનું બંડ બેસાડ્યા પછી, પેશવા પાસેથી ગાયકવાડ સરકારે અમદાવાદ, કાઠિયાવાડની મૂલકગીરી, પેટલાદ, નાપાડ, ચુડા, રાણુપૂર, ધંધુકા અને ઘોઘા પરગણાં તથા કંપનીના કેટલાક ભાગ ઇજારે રાખ્યા હતા. પરંતુ વસાઈના કરાર થયા પછી રાણુપૂર, ઘોઘા, ધંધુકા તથા પેશવા સરકારનો ભાગ બ્રિટિશ સરકારને મળ્યો હતો.

બાકી રહેલો મૂલક દશ વર્ષને પેટે પેશવા સરકારે ગાયકવાડને ઇજારે આપ્યો હતો. પરંતુ પ્રથમ આપેલા પટાની મુદત પૂરી થઈ એટલે નવો પટો પેશવાએ રદ કર્યો. કારણ ગૂજરાતમાં પોતાની સત્તા વધારવાની ઇચ્છા થઇ હતી. ગૂજરાતમાંના પોતાના ભાગનો સૂબો પેશવાએ ત્રિંબકજી ડેંગલેને ઠરાવ્યો હતો. (ઇ. સ. ૧૮૧૫) ડેંગલેને આ પ્રમાણે સત્તા મળવાથી તેણે અંગ્રેજ સરકાર સાથે કપટથી ચાલવા માંડયું. તેથી પેશવા સાથે સને ૧૮૧૭ ના થએલા કરાર પ્રમાણે અંગ્રેજ સરકારે તેને કબૂલ કર્યો નહીં. તેથી ગાયકવાડ સરકાર ઉપરનો દાવો છોડી દેવાને કબૂલ કરેલું તે તથા પાછલા લહેણા બદલ ચૂકાદો કરેલો તે વગરની પેશવાએ ગૂજરાતમાંની પોતાની ઉપજ ઓરપાડ બાદ કરી બ્રિટિશ સરકારને આપી દીધી.

વડોદરામાં છેવટે જે ઠરાવ થયો. તેમાં પેશવા કરતાં ગાયકવાડ સરકારને વધારે લાભ થયો હતો. ગૂજરાતમાં એક બીજાનાં જે રાજ્યો હતાં, તેની થોલ પડતી વહેંચણ કરવામાં આવી હતી. સહાયકારી ફોજમાં એક હજાર કવાયતી પાયદલ તથા ઘોડેસ્વારની બે પલટણો વધારી આપવાનો ઠરાવ થયો હતો. તેના ખર્ચને પેટે અંગ્રેજ સરકારને થોલ પડતો વચમાં જે મૂલક આવે તે આપવો કબૂલ કર્યો હતો.

---

# प्रकरण ६ ठुं.

આનંદરાવ ગાયકવાડનું મરણ; શિયાજીરાવ ગાયકવાડનું તખ્તનશીન થવું; બાળહત્યામાં ગાયકવાડની મદદ; લશ્કર સુધારવા માટે અંગ્રેજ સરકાર તરફથી તાકીદ અને ધમકી વગેરે.

## शियाजीराव महाराज.

આનંદરાવ મહારાજ કૈલાસવાસી થયા. (ઇ. સ. ૧૮૧૯)

એમની જગોએ તેમના નાનાભાઈ શિયાજીરાવ મહારાજ ગાદીપતિ થયા. આ મહારાજા ગાદી ઉપર આવવાથી તેમના કારભાર ઉપર અંગ્રેજ સરકારને ઘણી કાળજી રાખવી પડતી નહીં હતી. અંગ્રેજ સરકારે આ વખતથી એવો ઠરાવ કર્યો કે–બાંહેધરીદાર દિવાન, ખંડીઆની કબૂલાતો અને શાહુકારોના કોલ એ સૌ ગાયકવાડ સરકારે માન્ય રાખવા જોઇએ. વડોદરા રાજ્યને માથે આ વખતે એક કરોડ રૂપીઆનું દેવું હતું. (ઈ. સ. ૧૮૨૦).

એ દેવું પતાવી દેવાને અંગ્રેજ સરકારે છ શાહુકારોને ત્યાંથી પોતાની જામીનગીરીથી કરજે રૂપીઆ ધીરાવ્યા. એ કરજ વાળવા માટે ગાયકવાડ સરકારે દર વરસે પંદરલાખ રૂપીઆ ભરતા રહેવું એવું ઠરાવ્યું હતું. પરંતુ એ ઠરાવ પ્રમાણે ગાયકવાડ સરકારથી દર વરસે ભરી શકાતા નહીં. તેથી બીજીવાર એવો ઠરાવ કર્યો કે–એ કરજ વળી રહેતાં સૂધી કેટલાંએક ગામ અંગ્રેજ સરકારને ઈજારે આપવાં. એ ઠરાવ શિયાજીરાવ મહારાજે કબૂલ કર્યો નહીં. તેમજ અંગ્રેજ સરકારની જામીનગીરી પણ કઢાવી નાંખી નહીં. તેથી અંગ્રેજ સરકારે પેટલાદ, કડી, વ્યારા, ડભોઈ, સંખેડા, બાધરપૂર, શિનોર, અમરેલી, દામનગર, સિયાનગર, ઉપર કાઠિયાવાડ, મહીકાંઠા ને રેવાકાઠાં ઈલાકામાંનાં સંસ્થાનો તરફથી ગાયકવાડ સરકારની આવતી ખંડણી ઉપર; તથા રાજપીપળા અને ઉદેપૂરની ખંડણી ઉપર થોડાંએક વરસ સૂધી જપ્તિ મૂકી. ( ઇ. સ. ૧૮૨૮ ) પરંતુ એ જપ્તિ ઝાઝી મુદત સૂધી રહી નહીં. કારણ કે શાહુકારો અને સરકારને માંહોમાંહે સમજાવીને અંગ્રેજ સરકારે પોતાની જામીનગીરી કાઢી નંખાવી અને જપ્તિ ઉઠાવી લીધી. (ઈ. સ. ૧૮૩૨).

અંગ્રેજી રાજ્યની હદમાં થઇ આવતા અફીણ ઉપર શેરે બાર રૂપીઆ જકાત લેવાનો ઠરાવ હતો. આ ઠરાવ પ્રમાણે

ન ચાલે તો તે લાવવા દેવાની બંધી હતી. એ ઠરાવ ફેરવી તે વેચવાનો ભાવ મુકરર કરાવી તે વિષે એક [1]નવો ઠરાવ કરાવ્યો. વળી એ ઠરાવ થયા પછી બીજો ઠરાવ એવો થયો કે–ગાયકવાડ સરકારે અંગ્રેજ સરકારની પરવાનગી સીવાય મહીકાંઠા અને કાઠિયાવાડમાં સ્વાર મોકલવા નહીં. પરંતુ તે ઈલાકા મધ્યેની ગાયકવાડ સરકારની ખંડણી કંઈ પણ ખર્ચ થવા દીધા વગર અંગ્રેજ સરકારે ઉઘરાવીને ગાયકવાડ સરકારને પહોંચાડી આપવી, એમ ઠરાવ્યું હતું. આ પ્રમાણે થવાથી અંગ્રેજ સરકારની દરમ્યાનગીરી વગર ગાયકવાડ સરકાર પરભારી ખંડણી વસૂલ કરી શકે નહીં. આમ થવાથી તેમની કેટલીએક હકૂમત ઓછી થઈ.

વળી ઉપરના ઈલાકામાંથી મુકરર રકમ ઉપરાંતની જે ઉપજ આવે તે તથા જે દંડ પેટે વસૂલ આવે, તે બાળહત્યાના ફંડમાં આપવાનું ગાયકવાડે [2]કબૂલ કર્યું હતું. વળી આ રાજ્યના તાબાનાં કાઠિયાવાડમાં આવેલાં બંદરો આગળ પવન વગેરેના તોફાનથી જે વહાણો ધસડાઈ આવે તે ઉપર ગાયકવાડ સરકારે શી જકાત લેવી તે બાબત પણ એક [3]ઠરાવ થયો હતો. (ઇ. સ. ૧૮૪૪).

અગાઉ થએલા એક સલાહનામાની કલમ ૮ મીમાં એમ ઠર્યું હતું કે:—અંગ્રેજ સરકારની કુમકમાં ત્રણ હજાર સિબંદી હમેશાં ગાયકવાડ સરકાર રાખે. પરંતુ એ સિબંદીનો ખપ પડે તોજ તેનો ઉપયોગ અંગ્રેજ સરકાર કરી શકે, એવો ઠરાવ હતો. પરંતુ સાધારણ રીવાજ એવો થઇ પડયો હતો કે–ખંડીઆં રાજ્યોમાં તેમનો ઉપયોગ પોલીસની જગોએ કરવામાં આવતો હતો. આથી એ લશ્કર ઘણુંજ નાકૌવત થઈ ગયું હતું. તેથી ગાયકવાડ સરકાર ઉપર તગાદો થયો કે–એ તૃતિયાંશ નોકરીને લાયક થાય, એવી રીતે

---

૧ કરાર અંક ૭૬. ૨ કરાર અંક ૭૭. ૩ કરાર અંક ૮૧.

તે લશ્કર સુધારી આપવું. પરંતુ એમ કરવા ગાયકવાડે ના પાડી. આ કારણને લીધે સિબંદી નોકરોને વખતસર પગાર મળે જાય, એવો બંદોબસ્ત રહેવા માટે પંદર લાખ રૂપીઆની ઉપજનો મૂલક અંગ્રેજ સરકારે જપ્ત કરી લીધો.

એ જપ્ત થએલો મૂલક પાછો લેવા માટે સરકારે દશ લાખ રૂપીઆ અંગ્રેજ સરકારને ત્યાં અનામત મૂકયા. આ પ્રમાણે થયા પછી બીજે વરસે સરકારે અંગ્રેજ સરકારની સામે કેટલાંએક દુશ્મનાઇનાં કામ કર્યાં, તેથી બંને સરકારની મિત્રાઈમાં ખલેલ પહોંચ્યું. તેથી અંગ્રેજ સરકારે સાત લાખ બત્રીશ હજારની ઉપજનું પેટલાદ પરગણું જપ્ત કરી લીધું. વળી શિયાજીરાવ મહારાજને ગાદી ઉપરથી ઉઠાડીને તેમના કુટુંબના બીજા માણુસને રાજા કરવામાં આવશે, એવી ધમકી પણ આપવામાં આવી.

પેટલાદ પરગણાની ઉપજમાંથી સિકંદરી સ્વારની એક પલટણ અંગ્રેજ સરકારે ઊભી કરી. પરંતુ કેટલીએક મુદત ગયા પછી પંદરસેં સારા માણુસોનો રિસાલો ગાયકવાડ સરકારે રાખવો એવી બ્રિટિશ સરકાર તરફથી ફરમાસ થઈ. આ ફરમાસ સને ૧૮૧૭ ના તહનામાથી થઈ નહતી. કેમકે તે ધોરણુ તો તેમની વર્ત્તણુકથી તૂટી ગયું હતું. ઘણાં વરસથી એ બંને સરકાર વચ્ચે અણુરાગ ચાલતો હતો, તેથી ઉપર પ્રમાણે કરવામાં ગાયકવાડ સરકારે મોટો વાંધો ઉઠાવ્યો. આથી સને ૧૮૧૭ નું *તહનામું તાજું થયું. તેમાં એમ ઠર્યું કે–ત્રણુ હજાર રિસાલાના સ્વારના ખર્ચને પેટે ત્રણ લાખ રૂપીઆ દર વરસે ગાયકવાડ સરકારે આપવા. એ રિસાલો ખંડીઆ મૂલકમાં નોકરી બજાવે. વળી કોઇપિણ વખતે કમી કરી પંદરસેં માણુસોનો પણ ગાયકવાડ સરકાર રાખી શકે એવી શરત હતી. આ ઠરાવનો

---

* કોલ કરાર અંક ૮૨.

પૂરો અમલ થયા પછી જપ્ત થએલું પેટલાદ પરગણું ગાયકવાડ સરકારને પાછું આપ્યું. વળી જે દશ લાખ રૂપીઆ અનામત મૂકવામાં આવ્યા હતા, તે પણ મજરે મળ્યા હતા. આ મહારાજાના વખતથી સતી થવાનો ચાલ બંધ પડયો.

---

# प्रकरण ७ मुं.

ગણપતરાવ મહારાજનું ગાદીએ બેસવું, તથા રાજ્યનો બંગાળા સાથે સંબંધ જોડાયો; ખંડેરાવ મહારાજનું ગાદીએ બેસવું; તેમની તરફથી સને ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સરકારને કીંમતી મદદ; વિજાપૂરનું બંડ; હથિયાર લેવાની શરૂઆત; ઘાતકી શિક્ષાની મનાઈ; ગોવિંદરાવ દિવાન અને ભાઉ સિંધે વચ્ચેની ખટપટ; મકરપૂરામાં વસતું; દત્તક લેવાની સનંદ અને મૃત્યુ.

## महाराजा गणपतराव.

મહારાજા શિયાજીરાવ કૈલાસવાસી થયા પછી તેમની જગોએ તેમના વડિલપુત્ર ગણપતરાવ મહારાજ તખ્તનશીન થયા. (ઈ. સ. ૧૮૪૭). આ વખતે એ મહારાજાની ઉમર ત્રીશ વરસની હતી. એમના દિવાન ભાઉ ત્રાંબેકર થયા, તે ઘણા હુશિયાર હતા. એ દિવાન અને રેસિડન્ટ કર્નલ આઉટરામ વચ્ચે બનાવ નહતો. તેથી તથા બીજી રાજકીય *ખટપટ ઘણી ચાલવાથી તે બંને વચ્ચે ઘણી તકરારો ઊઠી હતી. માટે મુંબાઇના ગવરનર લોર્ડ ફાકલાન્ડ સાહેબે કર્નલ આઉટરામ સાહેબને રેસિડન્ટના હોદ્દા ઉપરથી દૂર કર્યો, તેથી તે વિલાયત ગયો. ત્યાં તેણે ઘણી તકરારો કરી, તેથી છેવટ એવો ઠરાવ થયો કે—ગાયકવાડી રાજ્યનો

---

*લગતી તમામ હકીકત પાર્લામેન્ટરી બ્લ્યુ બૂકો તથા ઑટ્રમ એન્ડ બૅરોડા ખટપટનાં પુસ્તકો જોવાથી માલમ પડશે.

મુંબાઇ ઇલાકા સાથેનો સંબંધ તોડી બંગાળા ઈલાકા સાથે જોડવો. ( ઇ. સ. ૧૮૫૩ ).

એ મહારાજા પોતાના પિતાના સ્વભાવથી વિરૂદ્ધ સ્વભાવના હતા. તેઓ ઉડાઉ હતા નહીં. શરીરે નિર્બળ હતા. પોતાના પિતા સાથે તેમને અણુરાગ હતો. વળી પિતાને ગાદી ઉપરથી ખસેડવા માટે તેમણે કાવત્રુ પણ રચ્યું હતું. આઉટરામસાહેબ એ મહારાજાની વિરૂદ્ધમાં હતો. કારણ-તેઉ સાહેબનો એવો મત હતો કે—એ મહારાજા પોતાના દિવાનના કહ્યા પ્રમાણે ચાલેછે. એ મહારાજા ભણેલા નહીં હતા, તેથી કોઇકિ ફ્રેન્ચ તરફથી એવી ભલામણ થઈ હતી કે—કોઈ પણ સારી ચોપડી મહારાજાએ સમજ સાથે વાંચતાં શીખવું જોઇએ. એ સાહેબ તરફથી એક આગગાડીનું એન્જિન મહારાજાને બક્ષિસ મળ્યું હતું. એ એન્જિન અદ્યાપિ સૂધી ઉપયોગમાં આવે છે. આગગાડી માટે સર્વે, આ મહારાજાના વખતમાં થઈ હતી. આગગાડી માટે રેલવે બાંધવા સારૂ ગાયકવાડ સરકારની રોકાતી જમીન માટે માગણી કરવામાં આવી હતી. એ જમીનના બદલામાં મહારાજાએ કેટલીક શરતોની માગણી કરી હતી.

એ મહારાજાને એક દીકરો હતો, પણ તે ગાદી ઉપર બેઠા તેવા વખતમાં મરણ પામ્યો હતો. આ મહારાજાના વખતમાં છોકરાં વેચવાની બંધી થઈ હતી. (ઈ.સ.૧૮૪૭). કોઈ ગૂલામ વેચે અગર ખરીદ કરે નહીં. એવી પણ બંધી થઇ હતી. ( ઇ. સ. ૧૮૫૬ ). એ મહારાજા કૈલાસવાસી થયા. ( ઈ. સ. ૧૮૫૬ ). એમની પછી એજ સાલમાં મહારાજા આપાસાહેબ ઉર્ફે ખંડેરાવ ગાયકવાડ ગાદીપતિ થયા.

## खंडेराव महाराज.

સને ૧૮૫૭ નો બળવો હિંદુસ્થાનમાં થયો, તેનો પ્રકાશ ગુજરાતમાં પડયો હતો. અમદાવાદમાં રહેનારી ગ્રેનેડીયર

પલટણુમાંના કેટલાક માણુસોએ શહેરમાં લૂંટ ચલાવવાનો નિશ્ચય કર્યો હતો. પણ તેઓ પકડાયા અને તેમને ઘટતી શિક્ષા થઇ. આ વખતે ગાયકવાડ સરકારના ફુટાયા બાપુ-સાહેબ અમદાવાદમાં કેદ હતા. તેઓ ઉપલા તોફાનમાં સામેલ હતા. તેમની શિખવણીથી પલટણી લોકોએ બંડ મચાવ્યું હતું, એમ ધારવામાં આવતું હતું. એ વાત ગમે તેમ હો પણ તેમને ત્યાંથી કાઢી સુરત મોકલી દેવામાં આવ્યા હતા. વળી આ વખતે ઇંદોરવાળાં બાઇજાબાઇ અંગ્રેજ સ-રકારની સામે થઈ બહાર પડ્યાં હતાં. એની અસર પણ ગુજરાતમાં પસરી હતી. આ વખતે ગાયકવાડી રાજ્યનો સંબંધ બંગાળા ઈલાકા સાથે હતો તે તૂટીને મુંબાઇ ઇલા-કા સાથે જોડાયો.

ગુજરાતનાં મોટાં મોટાં શહેરોમાં ઘણો ગભરાટ ઊઠી રહ્યો હતો. એ બળવા વખતે મહારાજા ખંડેરાવ ગાયકવાડે અં-ગ્રેજ સરકાર સાથેની દોસ્તીનો હક્ક ઘણીજ ઉત્તમ રીતે જાળવ્યો હતો. વખાણુ કરવાજોગ મદદ કરી હતી. આથી નામદાર હિંદુસ્થાનની સરકારે તેમને "સર, કે. સી. એસ. આઈ." નો માનવંતો ઈલકાબ આપ્યો હતો. વળી એક મોર્ચ્છલ પણ ભેટ કર્યો હતો. અગાઉ ગાયકવાડ સરકારને ઓગણીશ તોપોનું માન મળતું હતું, તેને બદલે આ વખત થી એકવીશ તોપોનું માન મળવા લાગ્યું.

ઉપરનું બંડ સમ્યું નહીં એટલામાં તો ગાયકવાડી રાજના વિજાપૂર ગામમાં રહેનાર મગનલાલ નામના વાણીઆએ બંડ ઊઠાવ્યું. તેણે વડોદરાના કોઈ ન્હાલચંદ નામના ઝવેરી સાથે બંડ કરવાની મસલત કરી હતી. ગૂજરાતના ઉત્તર ભાગમાં જે મહેવાસ છે, ત્યાંના કાળીલોકોને તેણે ઉશ્કેરી એકઠા કર્યા હતા. તેના સામે અંગ્રેજ સરકારની ફોજ ગઈ. એથી કંઇપણુ તોફાન થયા વગર આગેવાન બંડખોરો પક-

ડયા હતા. તે તમામ લોકો ગાયકવાડી પ્રજા હતી. તેથી એ લોકોની તપાસ સારૂ જે પંચ ઠરાવ્યું હતું, તેમાં ગાયકવાડ સરકાર તરફથી ન્યાયાધિશ ત્રિંબકરાવ શાસ્ત્રી ગયા હતા. તપાસ ચાલતાં જેઓ ગુન્હેગાર જણાયા, તેમને વિજાપૂર ગામ આગળ તોપને મોઢે બાંધી ઉડાડી મૂકવામાં આવ્યા.

હવેથી થતું તોફાન અટકાવવા સારૂ હિંદુસ્થાનની સરકારે તમામ લોકો પાસેથી હથિયાર લેઈ લેવાનો કાયદો ઠરાવ્યો. આ ઠરાવ પ્રમાણે ગૂજરાતમાંથી પણ હથિયાર લેવાનું કામ શરૂ થયું. (ઈ. સ. ૧૮૫૮). પણ મહેવાસી લોકો સહેલાઈથી હથિયાર આપશે એમ જણાયું નહીં. તેથી અંગ્રેજ સરકારે મહારાજા ખંડેરાવ સાથે સમજુત કરી, તે પ્રમાણે મહારાજા પોતાનું અને અંગ્રેજી બંને લશ્કર લઇને મહેવાસમાં હથિયાર લેવા ગયા. એ વખતે જેટલાં હાથ લાગ્યાં તેટલાં કબજે કર્યાં. આગગાડી અર્થે અગાઉના વખતમાં મંગાયલી જમીન વિષે આ મહારાજા સાહેબના વખતમાં થએલી શરતો પૈકી કેટલીએક શરતો અંગ્રેજ સરકારે કબૂલ કરી, ગાયકવાડ સરકારની જમીન જે રોકાયલી હતી તે રેલવે બાંધવાના કામમાં લીધી. (ઈ.સ.૧૮૫૯). આથી ગાયકવાડ સરકારને જકાતમાં બહુ ફાયદો થયો હતો. એ આગગાડી મુંબાઇથી અમદાવાદ સૂધી ચાલુ થઈ (ઈ. સ. ૧૮૬૦).

આ મહારાજાસાહેબ શરીરે પુષ્ટ અને જોરાવર મનશક્તિવાળા હતા. એમને બધી જાતની રમતો બહુ ગમતી હતી. શિકારનો બહુ શોખ હતો. અગાઉના થઈ ગએલા સર્વે મહારાજા કરતાં એઓ બહુ કેળવાયલા હતા. એમણે લશ્કરી ખાતામાં, રેવેન્યુ ખાતામાં, પુષ્કળ સુધારો વધારો કર્યો હતો. વળી લોકોના સુખાર્થે ઘણાં ઘણાં ઉપયોગી કામ કરાવ્યાં હતાં. એમના વખતમાં બે વાતની મોટી ખામી પડી

હતી. દિવાન જોઇએ તેવો પૂર્ણ માહિતગારીવાળો હતો નહીં, છતાં તે બહારથી મોટું ડોળ બતાવતો હતો. વળી તેમના અંદરના વિચાર જૂદા અને બહારના જૂદા, એમ ઉઘાડું જણાઈ આવતું હતું.

ઓખામંડળમાં વાઘેરલોકોની વસ્તી ઝાઝી છે. તે લોકો ચોરીયાં વહાણ લઇ કિનારા ઉપર ઘણું નુકશાન કરતા હતા. એ લોકોની ચાલથી અંગ્રેજ સરકાર બહુ નારાજ થતી હતી. એ લોકોને ચોરી કરતાં બંધ પાડવા માટે એ સરકારે ઘણી વખતે ફરમાવેલું છતાં, તે લોકોએ ગણકાર્યું નહીં. એ આખો તાલૂકો ઘણું કરીને વાઘેરલોકોના કબજામાં હતો. એ લોકોએ અંગ્રેજ સરકાર તરફ એવી ફરિયાદ કરી કે—ગાયકવાડ સરકાર તરફથી તેમનાં બંધાયલાં વર્ષાસનો તેમને બરોબર મળતાં નથી. (ઇ. સ. ૧૮૫૭). મુંબાઇ સરકાર વાઘેરના કબજામાંથી ઓખામંડળ છોડવવાનો ઇરાદો રાખતી હતી. વાઘેરલોકોએ પોતાના ઉપરીની આગેવાની નીચે ઘણાએક હુમલાઓ કર્યા. તેમને વશ કરવામાં બ્રિટિશ સરકાર તરફથી જોઇએ તેટલી મદદ મળી શકે તેમ હતું. એ લોકોએ મોટું હુલડ કર્યું અને બેટ વગર હરકતે સિબંદી લોકોની મદદથી લઇ લીધો. (ઇ.સ. ૧૮૫૮). પરંતુ અંગ્રેજ સરકારની મદદવડે તે બેટ ગાયકવાડ સરકારે પોતાને કબજે કરી લીધો. આ પ્રમાણે ઘણીક વખત થયા પછી છેવટે વાઘેર અને ગાયકવાડ સરકાર વચ્ચે અંગ્રેજ સરકારે સમજુત કરાવી. તે વખતથી આજ સૂધી સમાધાની ચાલે જાય છે.

ગાયકવાડ સરકારના દરબારમાં હામુમીઆં, જામુમીઆં નામે મુસલમાની ઉમરાવો હતા. એ ઉમરાવ સરદારોએ અગાઉના વખતમાં ગાયકવાડ સરકારની સારી નોકરી બજાવી હતી. તેના બદલામાં જામુમીઆંને બેસાડુ ઘરઆઉ બક્ષિસ મળેલું હતું. એમના વંશના એક જુવાન સરદાર

ઉપર મહારાજા સાહેબને વહેમ ભરાઇ ગયો હતો. તેથી તેમના મળતીઆ માણસોમાંથી એકને હાથીને પગે બાંધીને, બીજાને ગધેડા ઉપર બેસાડીને અને ત્રીજાને તરવારને ઝટકે ઘણી બૂરી હાલત કરી મારી નંખાવ્યા હતા. આવી ઘાતકી શિક્ષા કરવાથી આખા મુંબાઇ ઈલાકામાં પોકાર ઊઠી રહ્યો હતો, તેથી એ વાત છાપાવાળાઓએ આખી પૃથ્વી ઉપર ફેલાવી નાંખી. એથી છેવટે બંગાળાની સરકારે મુંબાઇના સરકાર મારફતે ગાયકવાડને જણાવ્યું કે—હવેથી ગાયકવાડ સરકારે એવી શિક્ષા કદી કરવી નહીં.

એ મહારાજાના પ્રથમ દિવાન ગોવિંદરાવ પાંડુરંગ હતા. તે રાજકીય કામમાં ઘણા કુશળ હતા, તેથી રાજ્યને સારા પાયા ઉપર આણવા માટે તેની સર્વ વ્યવસ્થા પોતાને હાથે કરી હતી. દીવાની, ફોજદારી, મૂલકી, રેવેન્યુ, સર્વે તથા ઇનામ કમિશન વગેરે ખાતાં કાઢ્યાં અને કાયદા ઠરાવ્યા હતા. એ કાયદા હજુ સૂધી ચાલે છે. એ રોડે પોતાની કારકીર્દિમાં વાજબી બોલનાર તથા કામ કરનાર હતા. તેથી તેની અને નારાયણ ભાઉસિંધે, એ બંને વચ્ચે અંદરખાનેથી ખટરાગ ઉત્પન્ન થયો. સિંધે મહારાજાના ઘણા પ્રિય હતા. તેઓ હલકી પાયરી ઉપરથી મોટા સેનાપતિના હોદ્દા ઉપર આવ્યા હતા. એ ભાઉસિંધેને દિવાનની જગો આપવાની મહારાજા સાહેબની ઇચ્છા હતી, તેથી ઘણીક રાજકીય ખટપટ ચાલતી હતી. એનું પરિણામ છેવટ એ થયું કે—રોડે સાહેબ ઘેર બેઠા અને સિંધે દિવાન થયા. ( ઈ. સ. ૧૮૫૭ ).

એ મહારાજા સાહેબને સાઠમારી તથા કુસ્તીનો શોખ ઘણો હતો. એમને શહેર વડોદરાનાં હવા પાણી માફક નહતાં, તેથી શહેરથી ત્રણ ગાઉને છેટે મકરપૂરા ગામે પોતાને રહેવા માટે સારાં સારાં મકાનો બંધાવી ત્યાં રહ્યા. રાજ-

કીય કામકાજ પણ ત્યાંજ ચાલતું હતું. વળી રાજધાની કરવાનો વિચાર પણ ત્યાંજ હતો, તથાપિ કેટલાંક કારણોથી તે પાર પડયો નહીં.

એ મહારાજા સાહેબના ભાઈ દાદાસાહેબ ઉર્ફે મલ્હારરાવ અને તેમની વચ્ચે કેટલાંએક કારણોથી ઘણોજ અણરાગ ચાલતો હતો. તેથી પોતે જીવ્યા ત્યાં સૂધી એ મલ્હારરાવ મહારાજને પાદરે નજરકેદ રહેવું પડયું હતું. મહારાજા ખંડેરાવ ઘણા આગ્રહી અને આપખુદી સ્વભાવના હતા. વળી કયા ધર્મ ઉપર એમનું દિલ હતું, તે પણ સમજી શકાતું નહતું. પરંતુ પોતે હિંદુ છતાં મક્કે મોકલવા સારૂ હીરા, મોતી અને જવાહીરની લાખો રૂપીઆ ખરચી એક ચાદર તૈયાર કરાવી હતી. પણ દૈવયોગે એકાએક તેમનો કાળ થવાથી મનના મનોરથ મનમાં રહ્યા હતા.

એ મહારાજા સાહેબના વખતમાં દત્તક લેવાની સનંદ જનરલ લૉર્ડ કાનિંગ તરફથી *ઈનાયત થઇ હતી. (ઈ. સ. ૧૮૬૨). એ મહારાજાએ પોતાનું રાજપાટ, દોલત અને સ્નેહીઓને છોડી તા. ૨૦ મી નવેંબરે પરલોકે વાસ કર્યો. (ઈ. સ. ૧૮૭૦). આ વખતે સેનાપતિ લિંબાજીરાવ ઢોળે એક્ટીંગ દિવાનનું કામ ચલાવતા હતા. કેમકે સિંધે સાહેબને બ્રિટિશ સરકારની સંમત્તિથી દિવાનગીરી ઉપરથી દૂર કરવામાં આવ્યા હતા. મહારાજા પઝાના સમાચાર ઢોળે સાહેબે બ્રિટિશ રેસિડન્ટ સાહેબને જાહેર કર્યા. વળી તેની સાથે તેમની તરફથી એવી ફરમાસ કરવામાં આવી કે—નવા મહારાજાની દુવાઇફેરવ્યા વગર કૈલાસવાસી લાસને આખર મજલે પહોંચાડાય નહીં. તેથી રેસિડન્ટ કર્નલ બારસાહેબે મલ્હારરાવ મહારાજને પાદરેથી બોલાવવાની પરવાનગી આપી.

---

* બક્ષિસ.

# प्रकरण ८ मुं.

મલ્હારરાવ મહારાજનું પાદરેથી આવવું; સરદારો અને રૈયતનો પોકાર; સને ૧૮૭૩ નું કમિશન, મોટા મોટા હોદ્દાઓનો ફેરફાર; ફેરસાહેબની બદલી; મહારાજાને ગાદી ઉપરથી ખસેડ્યા; રૈયતનું તોફાન; શિયાજીરાવ મહારાજનું તખ્તનશીન થવું. દિવાનની જગોનો ફેરફાર; મહારાજા સાહેબનાં લગ્ન; દિવાન સાહેબનું પેન્સલર થવું. યુવરાજ ફતેસિંગરાવ મહારાજનો જન્મ તથા તેમની માતોશ્રીનું મૃત્યુ. મહારાજા સાહેબનું બીજી વારનું લગ્ન વગેરે.

## मल्हारराव गायकवाड.

જે તારીખે મહારાજા ખંડેરાવ કૈલાસવાસી થયા તેજ તારીખે મહારાજા મલ્હારરાવને પાદરેથી તેડી આણ્યા. પણ અસમત પન્હા મહારાણી જમનાંબાઇ સાહેબને આશા હોવાથી મહારાજા મલ્હારરાવને ગાદી મળી નહીં. પરંતુ તેમને રીજન્સી તરીકે કામ ચલાવવાની રેસિડન્ટ સાહેબ તરફથી પરવાનગી મળી. શ્રીમંત મહારાણી સાહેબને પુત્રીનો પ્રસવ થવાથી મહારાજા મલ્હારરાવ ગાયકવાડ ગાદીપતિ થયા. (ઈ. સ. ૧૮૭૧). એ પુત્રીનું નામ તારાબાઇ સાહેબ છે. એમનો જન્મ તા. ૫ મી જુલાઈને રોજ થયો. (ઇ. સ. ૧૮૭૧ ).

મલ્હારરાવ ગાયકવાડનો જન્મ સને ૧૮૩૨ માં થયો હતો. એ શિયાજીરાવ મહારાજના પાંચમા પુત્ર હતા. સને ૧૮૫૭ ના હિંદુસ્થાનના પહેલા બળવા વખતે એ મહારાજાને માથે રાજ્ય વિરૂદ્ધ ગુન્હાનું તહોમત મૂકાયું હતું. તે એ કેવિજાપૂર અને મહીકાંઠા વગેરેના ભીલ કોળી વગેરે લોકોનો જમાવ કરી અમદાવાદ શહેર લૂંટવું અને ત્યાંથી એકદમ વડોદરા ઉપર ધસારો કરી ખંડેરાવ મહારાજને ગાદી ઉ-

પરથી ઊઠાડી મૂકવા, એવું તર્કટ ઊભું કર્યું હતું. એ સંબંધી વાત આગળ લખાઈ ગઈ છે. આ તર્કટમાં મલ્હારરાવ મહારાજની સમજ ઓછી છે, એમ ઠરાવી તેમને કાંઈ સજા કરવામાં આવી નહીં. આ તપાસ સર રીચર્ડ શેકસપિયરની હજુર થઇ હતી. બીજો આરોપ એવો મૂકાયો હતો કે–તેઓ જાદુવડે, ઝેરવડે, બંદુકની ગોળીવડે કે બીજી કોઈ પણ તરેહથી પોતાના ભાઈ ખંડેરાવ મહારાજને મારી નાંખવાની તજવીજો કરે છે. ( ઈ. સ. ૧૮૬૩ ). આ તપાસમાં પણ મહારાજા ગુન્હેગાર ઠરવા જેવુંજ હતું. તથાપિ બ્રિટિશ સરકારે નાદાન ઠેરવી એ સઘળું છાવરી વાળ્યું હતું. આ તપાસ બ્રિટિશ અમલદાર કર્નલ વાલેસના હાથ નીચે થઇ હતી. આજ વખતથી તેમને પાદરામાં નજરકેદ રાખવામાં આવ્યા હતા. વળી કેદમાં પડયા પછી પણ તેમણે એક કાવતરૂં રચ્યું હતું. (ઈ. સ. ૧૮૬૭). એ કાવતરામાં જે આદમી સામેલ હતો, તેને હાથીને પગે બાંધી મારી નાંખ્યો હતો.

એ મહારાજાએ ખરી રીતે રાજા થયા પછી પોતાની પક્ષનાં માણસોને કેદખાનામાંથી છૂટાં કર્યાં. ખંડેરાવ મહારાજનાં પક્ષવાળાં માણસોને ધીમે ધીમે નોકરીમાંથી દૂર કરવા માંડ્યાં. ભાઉસિંધેને પણ ઘેર બેસાડયો હતો. પાછળથી કાંઇ નિમિત્ત કાઢી તેને કેદમાં નાંખ્યો હતો. તેનાં ઘરબાર સર્વે લૂંટી લીધાં હતાં. એ માજી દિવાન કેદમાંજ મરી ગયા. એના તથા બીજા કેટલાકના મરણ વિષે લોકોમાં શક પેદા થયો હતો.

આ મહારાજાએ પ્રથમ પોતાના દિવાનની જગો ઉપર કામ કરવાને રાવસાહેબ ગોપાળરાવ મ્હૈરાળ નામના આબરૂદાર શ્રીમંત ગૃહસ્થને રાખ્યા હતા. એ પોતે સ્વભાવે દયાળુ અને પ્રમાણિક હતા. પણ પોતાના વૃદ્ધપણાને લીધે તેમનામાં કામ ચલાવવાની તાકાદ નહતી. પરંતુ તેમના ભારબોજને

લીધે તેઓ જીવ્યા ત્યાં સૂધી મલ્હારરાવ મહારાજને મર્યાદામાં રહેવું પડ્યું હતું. એ ખાલી પડેલી જગોએ નાનાસાહેબ ખાનવેલકર દિવાન થયા. એમનું તથા હરીબા ગાયકવાડનું જોર વધી પડ્યું. લોકો ઉપર અનેક તરેહના જુલમ થવા માંડ્યા તથા રાજ્યમાં ભારે ખટપટ ચાલવા લાગી. ખાનગી કુચાલે ચઢાવનાર દામોદરપંથ કરીને ખાનગીનો કારભારી હતો. આખરે એ માણસની ફૂટથી રાજાની ખરાબી થઇ હતી. સરકારી કુટુંબનાં કેટલાંએક માણસોનાં સાલિયાણાં કમી કરવામાં આવ્યાં હતાં. તેમાં શ્રીમંત મહારાણી જમનાંબાઇ સાહેબનું પણ કમી થયું હતું, તેથી તેઉ સાહેબ ફરિયાદ કરવા સારૂ ઘણીક મુદત સૂધી પુને જઇ રહ્યાં હતાં. રેસિડન્ટની જગો ઉપર કર્નલ ફેરસાહેબની નિમણોક થઇ. તેણે લોકોની ફરિયાદો સાંભળવા માંડી તેથી સેંકડો ફરિયાદો રાજા વિરૂદ્ધ થવા લાગી. એકંદર ફરિયાદો સાંભળી તેનું તારણ કાઢી અઢાર તહોમતો એ સાહેબે રાજાને માથે મૂકી વડી સરકારને મોટો રીપોર્ટ કર્યો. તે ઉપરથી કલકત્તાના ગવરનર જનરલ નોર્થબ્રુકે તેની તપાસ કરવા એક કમિશન વડોદરા કાંપમાં બેસાડ્યું. એ કમિશનના પ્રમુખ કર્નલ મિડ તથા સેક્રેટરી મિ૦ મેકેનઝીને ઠરાવ્યા હતા. આ કમિશને માસ દોઢેક સૂધી તપાસ ચલાવી. ( ઈ. સ. ૧૮૭૩ ).

તપાસ ઉપરથી એ કમિશને ગાયકવાડ સરકાર સામે કડવા શબ્દોમાં વડી સરકારને રીપોર્ટ કર્યો. તેનો સારાંશ—રાજ્યમાં સળો પેસી ગયો છે. તેનો સુધારો મલ્હારરાવ ગાયકવાડ જેવા રાજાથી થવાનો નથી. તેથી એક સારા માણસને દિવાનની જગો ઉપર રાખવા ભલામણ કરવી જોઇએ. વળી જરૂરને પ્રસંગે રેસિડન્ટને રાજ્યના કામ કાજમાં વચ્ચે પડવાની અખત્યારી આપવી જોઈએ.

એ ભલામણને અનુસરી હિંદુસ્તાનની સરકારે મલ્હાર-

રાવને પોતાનું રાજ્ય સુધારવા સારૂ અઢાર માસની મહેતલ આપી. તે દરમ્યાન રાજમાં શો સુધારો થયો, તેનો રીપોર્ટ કરવાનું કામ રેસિડન્ટને સોંપ્યું હતું. ખાનવેલકરને દિવાનગીરી ઉપરથી ખસેડવાનો હૂકમ હતો. પરંતુ મલ્હારરાવ ગાયકવાડે દિવાન શબ્દ કાઢી નાંખી તેને પ્રતિનિધિનો હોદ્દો આપ્યો. એથી રાજ્યમાં ખરા કર્ત્તાહરતા તો એજ રહ્યા. આખરે બીજો દિવાન રાખવાની ફરજ પાડવાથી તેમણે પ્રોફેસર દાદાભાઈ નવરોજજીને પોતાના દિવાન બનાવ્યા. આ ગોઠવણુ ફેરસાહેબને પસંદ પડી નહીં. તેમજ રાજની ખરી લાગણીઓનો ભાવ તો દામોદરપંથ તરફજ હતો. જરૂરીઆતના કામમાંજ રાજા મિ૦ દાદાભાઇની સલાહ પ્રમાણે ચાલતા હતા. લોકોનો કેટલેક દરજ્જે પોકાર બંધ પડ્યો ખરો; પરંતુ રેસિડન્ટસાહેબ સાથે તો અણુરાગજ ચાલતો રહ્યો. એ અણુરાગ માટે એ દિવાને હિંદુસ્થાનની સરકારને એક ખલીતો મોકલ્યો. તેમાં મુખ્ય વાત એજ હતી કે કર્નલ ફેરસાહેબની બદલી થવી જોઇએ. ( ઇ. સ. ૧૮૭૩ ).

આ દિવાનને પોતાના વિચાર પ્રમાણે રાજ્યની સ્થિતિ સુધારવા માટે મિ૦ બાલામંગેશ વાગલે, હોરમસજી અરદેસર વાઢિયા, કાજી સહાબુદ્દીન અને પેસ્તનજી જહાંગીરજી એ લોકોને મોટા મોટા હોદ્દા ઉપર કામ કરવા નિમ્યા. આથી કામકાજનો રસ્તો અને ન્યાય તે શું, તે લોકો સમજવા લાગ્યા. પરંતુ પ્રથમની રાજકારભાર કરનારી મંડળીનું જોર ઘણું હોવાથી છેવટે એ લોકો કંટાળી રાજીનામાં આપી ચાલ્યા ગયા. ફક્ત મિ૦ પેસ્તનજી રહ્યા. આ પ્રમાણે થવાથી મહારાજાએ રેસિડન્ટ સાહેબની મારફતે લાયકીવાળા અમલદારોને બોલાવવા લખાણ કર્યું.

કર્નલ ફેરસાહેબે એવો શક ઊઠાવ્યો કે ગાયકવાડ સરકાર તરફથી તેને ઝેર દેવાની કોશીશ ચાલે છે. એણે પો-

તાને પીવાના શરબતનો પ્યાલો ડાક્તર શિવર્ડ ઉપર તપાસ થવા સારૂ મોકલ્યો. તે ડાકતરે તપાસી લખી મોકલ્યું કે એ શરબતમાં સોમલ તથા હીરાની ભૂકી નંખાયલી છે. આ રેસિડન્ટની જગો ઉપર ગવરનર જનરલના આડતીઆ દાખલ સર લુઇસ પેલીની નિમણોક થઇ. તેમનો હોદ્દો એજન્ટ ટૂ ધી ગવરનર જનરલ એવો ઠર્યો હતો. ઝેર બાબતની તપાસ થવા માટે ગજાનન વિઠ્ઠલ જેવા ઘડાયલા ફોજદારને સરકારે નિમ્યો હતો, તેણે સઘળો પૂરાવો મેળવી આપ્યો હતો. ઝેર દેવાની કોશીશમાં રાજા સામેલ છે એમ બતાવી આપ્યું. તે ઉપરથી તારીખ ૧૩ મી જાનેવારીને રોજ સરકારે એક જાહેરનામું કાઢીને રાજાને એકદમ પકડી લીધા. (ઇ. સ. ૧૮૭૫).

એ મહારાજાની તપાસ થવા માટે સર, રીચર્ડ કાઉચ; મિ૦ મેલવિલ, સર રીચર્ડ મિડ; સિંધિયા મહારાજ, જેપૂરના મહારાજ તથા સર દીનકરરાવ, એ પ્રમાણે ત્રણ યુરોપિયન અને ત્રણ દેશીઓનું કમિશન ઠરાવ્યું. એ ઠરાવ હિંદુસ્થાનની વડી સરકાર તરફથી થયો હતો.

આ કમિશને વડોદરામાં આવી જાહેરમાં રાજાની એક બંધવા દાખલ તપાસ ચલાવી. આવી રીતે જાહેરમાં એક રાજાનો ઇન્સાફ ઇંગ્રેજ સરકારના હાથથી પહેલ વહેલોજ હિંદુસ્થાનમાં અપાયો હતો. પૂરો તપાસ થઇ રહ્યા પછી કમિશનના દરેક માણસે પોત પોતાનો અભિપ્રાય હિંદુસ્થાનની વડી સરકારને લખી જણાવ્યો. તેમાં સઘળા અંગ્રેજોએ રાજાને ગુન્હેગાર ઠરાવ્યા હતા. પરંતુ સઘળા દેશી કમિશનરોએ તેમને બિનકસુરવાન ઠરાવ્યા હતા. આવા વિલક્ષણ મતો જોઈ લૉર્ડ નોર્થબ્રુક મહા વિચારમાં પડર્યા હતો. તોપણ છેવટે તેણે ઇંગ્લાંડની સરકારને એવી ભલામણ કરી કે— મતભેદનો લાભ કેદીને આપવો. પરંતુ હિં-

દુસ્થાન ખાતેના પ્રધાન લૉર્ડ સાલ્સબરીએ તે વિષે કાંઇ વિચાર કર્યો નહીં અને રાજાને નાલાયક ઠેરવ્યા. કારણ કે—રાજાએ પોતાનું રાજ્ય ચલાવવામાં જે ગેરવર્તણુકો ચલાવી હતી, તેને માટે મહેતલ આપવામાં આવી છતાં કાંઈજ સુધારો રાજાએ કર્યો નહીં, એવું તેના લક્ષમાં ઠસ્યું. તેથી રાજાને પદભ્રષ્ટ કરવાનો હૂકમ છોડયો.

એ હૂકમ આવતાંજ તા. ૨૨ મી એપ્રીલે રતોવાઈ રાજાને મદ્રાસ તરફ મોકલવા માટે આગગાડીમાં બેસાડ્યા. ( ઇ. સ. ૧૮૭૫). એ રાજા મરતાં સૂધી ત્યાંજ રહ્યા. તેમની બંને રાણીઓ લક્ષ્મીબાઇ તથા માલસાબાઈ તેમની સાથેજ હતાં. એ મહારાજાને જીયાજીરાવ નામે દીકરો હતો. તે સાતેક વરસની ઉમરે મરણ પામ્યો. ( ઈ. સ. ૧૮૮૦ ). પદભ્રષ્ટ થયા પછી તેઓ કોઇપણ વખતે હસ્યા નથી. કંઈ પણ રંગ રાગ ભોગવ્યો નથી. મદ્રાસમાં ડોવેટન હાઉસમાં રહેતા હતા. ફરવા હરવાની છૂટ હતી. તેમને માટે ગાડી ઘોડા પણ રાખવામાં આવ્યા હતા. છતાં કોઇ દિવસે તેઓ બહાર નીકળ્યાજ નથી. તેમનું ચિત્ત હમેશાં ઉદાસી અને ચિંતાતુર રહેતું હતું; પરંતુ નિરંતર રાજ્ય મેળવવાની અરજીઓ કરવામાંજ રોકાયલું હતું. મરતાં અગાઉ એક માસ ઉપર મરડો થયો હતો. પરંતુ તે મટાડવા માટે આખર સુધી ડાકતરનું ઓસડ ખાધું નહીં. તેથી ના કૌવતવાન થઈ આખરે તા. ૨૯ મી જુલાઈએ તેઓ મરણ પામ્યા. ( ઈ. સ. ૧૮૮૨ ). મરતી વખતે તેમની દીકરી કમાસાહેબનો મેળાપ અંગ્રેજ સરકારની પરવાનગીથી થયો હતો.

એ પોતે દાનેશ્વરી અને ઉદાર દિલના હતા. એમના વખતમાંજ કેળવણી ખાતું ઊભું થયું હતું. વળી કેટલાક કૂવા, તળાવો વગેરે નવાણો પણ તેમણે બંધાવ્યાં હતાં. સિંધેના વખતમાં બંધ થએલાં ધર્માદાનાં તથા દેવસ્થાનનાં વર્ષાસનો

એમના વખતમાં ચાલુ થયાં હતાં. રાજ્યકામની અવ્યવસ્થા થવાથી સરદારો તથા લોકો કંટાળી ગયા હતા. તેથીજ તેઓએ લાચાર થઈ બ્રિટિશ સરકારનો આશ્રય માગ્યો હતો.

# શિયાજીરાવ ગાયકવાડ.

મહારાજા તરફના કેટલાક લોકો તથા પોલીસના સીપાઈઓ વચ્ચે કાંઇ નજીવી તકરાર તા. ૨૮ મી એપ્રીલે થઈ. એ તકરારનો લાભ લઇ શહેરના કેટલાક લોકોએ મલ્હારરાવ મહારાજનાં રાણી પાર્વતિબાઇના છ સાત માસના દીકરાને જીયાજીરાવ મહારાજ નામ આપીને ગાદીએ બેસાડ્યા. શહેરના દરવાજા એકદમ બંધ કર્યા. પરંતુ એટલામાં લશ્કરની મદદ આવી પહોંચવાથી હુલડખોરલોકો વિખરાઇ ગયા. આ પ્રમાણે થવામાં મલ્હારરાવની રાણી માલસાબાઇ તથા પાર્વતિબાઇ એ બેનો હાથ છે, એવું બ્રિટિશ સરકારને માલમ પડવાથી તે રાણીઓને તેમના કુંવર સાથે મદ્રાસ મોકલી દેવામાં આવ્યાં હતાં.

ઉપરનું તોફાન થયા પછી કેટલેક દિવસે મહારાણી જમનાંબાઈસાહેબ પુનેથી વડોદરે પધાર્યાં. એ બાઇસાહેબે બ્રિટિશ સરકારની સલાહથી કાશીરાવ ગાયકવાડના બારેક વર્ષની ઉમરના દીકરા ગોપાળરાવને તા. ૨૭ મી મેએ દત્તક લીધા. આ વખતે તેમને શિયાજીરાવ નામ આપવામાં આવ્યું અને ગાદીએ બેસાડ્યા. (ઇ. સ. ૧૮૭૫ ). એમના દિવાન હિઝ ઍક્સેલન્સી રાજા સરટૅન્જોર માધવરાવ કે, સી, એસ, આઇ, થયા. (ઇ. સ. ૧૮૭૫ ). મહારાજા શિયાજીરાવ ગાયકવાડ કેળવણી પામી પુખ્ત ઉમરના થાય ત્યાં સુધી એ દિવાનસાહેબ પોતેજ રાજ્યનો તમામ કારભાર સ્વતંત્રપણે ચલાવે એમ ઠર્યું હતું.

આ દિવાનસાહેબ બહાદુરના અમલમાં ઘણા ઘણા સુધારા થયા છે. પ્રિન્સ ઑફ વેલ્સની વડોદરામાં પધરામણી

થઈ હતી. ( ઇ. સ. ૧૮૭૫ ). વડોદરામાં સરદાર કોર્ટનવી સ્થાપન કરવામાં આવી. તેથી સરદાર દરખદાર લોકોની ફ-રિયાદો તેજ કોર્ટમાં સાંભળવામાં આવતી હતી. આથી એ લોકોની ફરિયાદ બ્રિટિશ સરકાર તરફ જતી બંધ પડી. સર. આર. મિડસાહેબની સૂચના પ્રમાણે લશ્કરના પહેરવેશમાં પુષ્કળ સુધારો કરવામાં આવ્યો હતો. પુષ્કળ બાંધકામો કરવાની શરૂઆત થઇ.

પાણીપતની યાદ રાખવાજોગ લડાઇ થયા પછી દિલ્હીના મેળાવડામાં ગાયકવાડ સરકાર, સિંધિયા અને હોલ્કર સર-કાર આજ વખતે ભેગા થયા હતા. ગવરનર જનરલ લોર્ડ લિટનસાહેબના ફરમાનથી શિયાજીરાવ ગાયકવાડ પોતાનાં માતોશ્રી વગેરે સંબંધીઓ તથા અમલદારો સહિત દિલ્હી પધાર્યા હતા. તેમની સાથે એજન્ટ ટૂ ધી ગવરનર જનરલ મિ૦ પિ. એસ. મેલવીલસાહેબ સી. એસ. આઈ. પણ ગયા હતા. ( ઈ. સ. ૧૮૭૬ ). તા. ૧ લી જાનેવારીએ મહારાણી વિક્ટોરિયાએ " કૈસરે હિંદ " એટલે હિંદુસ્થાનનું શહેનશાહી પદ ધારણ કર્યું. આજતારીખે મહારાજા શિયાજીરાવને " ફ-રજંદે ખાસે, દોલતે, ઇંગ્લિશિયા એટલે બ્રિટિશ રાજના પુત્ર એવો ઇલકાબ મહારાણી વિકટોરિયા તરફથી મળ્યો. વળી સર. ટી. દિવાનબહાદૂરને રાજાનો, નાયબ દિવાન વિનાયક-રાવ જનારધનને રાવબહાદૂરનો; મીર કમાલુદ્દીન હુસેનખા-નને, સરસૂબા કાજી સહાબુદ્દીનને, સેટલમેંન્ટ ઓફીસર પે-સ્તનજી જહાંગીરજીને, અને વડા ન્યાયાધિશ ખરસેદજી રૂ-સ્તમજીને ખાનબહાદૂરના ઇલકાબો મળ્યા હતા. એ દરેક અ-મલદારને ચાંદ તથા મહારાજાને એક સુંદર ભભકાદાર વા-વટો બક્ષિસ મળ્યા હતા. એ વાવટામાં " કૈસરે હિંદ વિ-કટોરિયા તરફથી તારીખ. ૧ લી જાનેવારી ૧૮૮૭ " એ પ્રમાણે મોટા સોનેરી અક્ષરો વડે લખેલું છે.

અર્લ ઓફ નોર્થબ્રુક જી. એમ. એસ. આઇનું આરસપહાણનું એક બાવલું ( પુતળું ) નજરબાગના બંગલામાં ઊભું કરવામાં આવ્યું છે. આ રાજ્યમાં પકડાતા ઠગલોકોનો તપાસ અગાઉના વખતમાં આબુ કિંવા ઇંદોર તરફ થતો હતો, તે હાલ વડોદરા કાંપમાં રેસિડન્ટને ત્યાં થાય છે અને સજા પણ કરાય છે. પ્રથમથીજ વડોદરાનું ઠગખાતું બ્રિટિશ સરકારના તાબામાં છે. ( ઈ. સ. ૧૮૭૭ ). આ રાજ્યમાં અનેક તરેહના કરો લેવાતા હતા તે તમામ બંધ પાડવામાં આવ્યા છે. તેથી વેપારીલોકોની વેપારમાં અનુકૂળતા વધી છે. જકાત ખાતાના તમામ ધારા નવા રચાવી, તેમાં સુધારો વધારો કર્યો. ( ઇ. સ. ૧૮૭૮ ).

શ્રીમંત તારાબાઈ સાહેબનાં લગ્ન સાવંતવાડીના સર દેશાઈ સાથે મોટી ધામધૂમથી થયાં. ( ઈ. સ. ૧૮૭૯ ). શ્રીમંત મહારાજા સાહેબનાં લગ્ન તંજાવરનાં રાજકુંવરી ચીમનાંબાઇ સાથે મોટી ધામધમથી થયાં. ( ઈ. સ. ૧૮૮૦ ). મહારાજા શિયાજીરાવ ગાયકવાડ પુખ્ત ઉમરના તથા ઉત્તમ કેળવણી મેળવી લાયક થયા. તેથી અંગ્રેજ સરકાર તરફથી વડોદરા રાજ્યનો તમામ કારભાર મહારાજાને હાથ લેવાનો કુલ અખત્યાર મળ્યો. ( ઇ. સ. ૧૮૮૧ ). આ વખતે ગાયકવાડી રાજ્યમાં થતા હુન્નરો તથા કારીગીરીના પદાર્થોનું મોટું પ્રદર્શન ઉઘાડવામાં આવ્યું હતું. આ કામ ઘણું ડહાપણ ભરેલું તથા સમય સૂચકતાવાળું હતું. દેશી કારીગીરીને ઘણું ઉત્તેજન મળ્યું અને લોકોને દેશમાં કે સ્વરાજ્યમાં શું શું થાયછે તેનું ભાન થયું.

રાજા સર. ટી. માધવરાવે દિવાનગીરીનો હોદ્દો છોડયો અને પોતાને દેશ ગયા. ( ઈ. સ. ૧૮૮૩ ). આ જગા ઉપર દિવાન ખાનબહાદૂર કાજી સહાબુદ્દીન થયા. એમની જગોએ હાલ દિવાન બહાદૂર લક્ષ્મણ જગનનાથ છે.

યુવરાજ ફતેસિંગરાવ ગાયકવાડ તા. ૩ જી માહે અગસ્ટ સને ૧૮૮૩ ને રોજ જન્મ્યા છે. તેમની માતોશ્રી શ્રીમંત મહારાણી ચીમનાંબાઈ સાહેબ કૈલાસવાસી થયાં છે. (સ.૧૮૮૫). તેમના વિયોગથી મહારાજાસાહેબને અતિશય કષ્ટ થયું હતું. તેમનો સહવાસ અતિશય સુખદાયી હતો. તેઉ કેળવાયલાં તથા સુલક્ષણાં હતાં. શ્રીમંત મહારાજાસાહેબે ફરી લગ્ન પસંદ કરેલી કન્યા સાથે કર્યાં. (ઈ. સ. ૧૮૮૫). એ મહારાણીસાહેબને એક કુંવર થયા છે. તેમનો જન્મ તા.૧૩મી માહે મે સને ૧૮૮૮ મીતિ સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદ ૨ વાર રવીને રોજ થયોછે. એ મહારાજનું નામ જેસિંગરાવ પાડવામાં આવ્યું છે.



# પૂરવણી નંબર ૧ લો.

## શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજની

## વંશાવળી.




(૬)
દામાજીરાવ.
શિયાજીરાવ.
ફતેસિંગરાવ.
માનાજીરાવ.
મલ્હારરાવ ઉર્ફે રામરાવ.
ગોવિંદરાવ મહારાજ.
દામાજીરાવ.
આનંદરાવ.
ફતેસિંગરાવ.
શિયાજીરાવ મહારાજ.
ગણપતરાવ ઉર્ફે રાવસાહેબ.
ખંડેરાવ ઉર્ફે આપાસાહેબ.
આનંદરાવ ઉર્ફે નાનાસાહેબ.
ગયાજીરાવ ઉર્ફે ભાઉસાહેબ.
મલ્હારરાવ ઉર્ફે દાદાસાહેબ.
એશવંતરાવ ઉર્ફે બાબાસાહેબ.
શિયાજીરાવ ઉર્ફે ગોપાલરાવ. (હાલ રાજ કરેછે.)
જિયાજીરાવ. (મૃત્યુ)
યુવરાજ ફતેસિંગરાવ.
જેસિંગરાવ.

(फ)
ખંડેરાવ.
- મલ્હારરાવ.
- દીવરાવ.

(ज)
એશવંતરાવ.
- ભીમરાવ.
- ત્રિંબકરાવ.

(क)
માલોજીરાવ.
- ગોવિંદરાવ ઉર્ફે ગોદાજી.
  - ગણપતરાવ.
    - ગોવિંદરાવ ઉર્ફે બાપુસાહેબ.
      - આબાસાહેબ.
      - સદાશીવરાવ ઉર્ફે રાવસાહેબ. (હઈયાત)
      - મુરારરાવ ઉર્ફે દાદાસાહેબ. (હઈયાત)
    - ગોપાલરાવ.
      - ખંડેરાવ ઉર્ફે બાબાસાહેબ. (હઈયાત)
      - ગણપતરાવ. (હઈયાત)
  - દઉલતરાવ. ०
  - માલોજીરાવ. ०

(अ)
કાનોજીરાવ.
- ગંગાજીરાવ.
  - કેદારજીરાવ.
    - ત્રિંબકરાવ.
      - બાપુરાવ.
        - નારાયણરાવ. ०
      - વિઠલરાવ.
        - ગોપાલરાવ.
          - ખંડેરાવ. (હઈયાત)
            - મલ્હારરાવ.
          - મલ્હારરાવ. ०
      - ગંગાજીરાવ.
        - એશવંતરાવ.
          - ખંડેરાવ.
          - પ્રતાપરાવ.
        - દાદાજીરાવ. ०

(ર)

- પ્રતાપરાવ ઉર્ફે તાત્યાસાહેબ.
  - કેરોજીરાવ.
    - ગબાજીરાવ.
      - ભીકોજીરાવ.
        - ગબાજીરાવ. (હયાત) ૦
        - બાબુરાવ. (હયાત)
          - વીઠલરાવ. (હયાત)
          - અવચીતરાવ. (હયાત)
        - કાશીરાવ. (હયાત)
          - આનંદરાવ. (હઈયાત)
          - *ગોપાલરાવ.
            - મહારાજા ખંડેરાવની રાણી અસ્મતપન્હા જયનાંબાઈ સાહેબે તા૦ ૨૭ મી મે સને ૧૮૭૫ અથવા વૈશાખ વદ ૭ સંવત ૧૯૩૧ ને રોજ દત્તક લીધા.
          - સંપતરાવ. (હયાત)
        - ઓખાજીરાવ. (હયાત)
          - દાદાજીરાવ. (હયાત)
        - સખારામ. (હયાત)
    - ઓખાજીરાવ.
      - ધોંડીરાવ.
        - ગોવિંદરાવ.
          - આવનરાવ. (હઈયાત)
          - રોડોજીરાવ. (હઈયાત)
  - જયોજીરાવ. ૦

---

* હાલ નામ શિયાજીરાવ.

(घ)


હરજીરાવ.
એસાજી.
લીમાજી.
શિવાજી.
ભીવજી.
કુસાજી.
નાવજી.
વિઠલરાવ.
રામરાવ.
બાલાજી.
બાલાજી.
હરજીરાવ.
રૂપાજી.
સુબાનરાવ.
સીદાજી.
માધજી.
આનાજીરાવ.
તુકાજીરાવ.
આનાજીરાવ.
ગોવિંદરાવ.
બાલાજીરાવ.
ગોવિંદરાવ.
સકારામ.
ગોપાલરાવ.
કસનરાવ.
(હયાત)
કાશીરાવ.
(હયાત)
નારાયણરાવ.
વામનરાવ.

## પૂરવણી નંબર ૨ જો.

વડોદરા ગાદી ઉપર શ્રીમંત ગાયક્વાડ મહારાજ સેનાખાસખેલ સમશેર બહાદુરના વંશના જે જે ગાદીપતિ થએલા તેઓના ગાદીએ બેઠા, ઉતર્યાના સન વિગેરે કેટલીક જાણવાજોગ બીનાનું હકીકત પત્રક.

| અનુક્રમ નંબર. | રાજાનું નામ. | ગાદીએ બેઠાનો સન. | ગાદી ઉપરથી ઊઠયાનો સન. | કેટલી મુદત રાજ્ય કર્યું. | દિવાન કયા કયા થયા. | બ્રિટિશ રેસિડંટો કયા કયા કયાં કયાં સુધી રહ્યા. |
|---|---|---|---|---|---|---|
| ૧ | પીલાજીરાવ | ૧૭૩૦ | ૧૭૩૨ | ૨ | કોઇ નહીં. | કોઇ નહીં. |
| ૨ | દામાજીરાવ | ૧૭૩૨ | ૧૭૭૨ | ૪૦ | દેવાજીતાકપર, માધજી ગોવિંદ કાકીરડે. | કોઇ નહીં. |
| ૩ | શિયાજીરાવ ફતેસિંગરાવ મુતાલિક | ૧૭૭૨ | ૧૭૭૮ | ૬ | માધવ નિમ્બાજી, રામચંદ્ર, બાલાજી, ગોપાળ નાઇક, તાંએકર. | કોઈ નહીં. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | ફતેસિંગરાવ. | ૧૭૭૮ | ૧૭૮૯ | ૧૧ | અંતાજી નાગેશ, રામચંદ્ર ભાસ્કર. | કોઈ નહીં. |
| ૫ | શિયાજીરાવ વતી કામ ચલાવનાર માનાજીરાવ | ૧૭૮૯ | ૧૭૯૩ | ૪ | | કોઈ નહીં. |
| ૬ | ગોવિંદરાવ મહારાજ | ૧૭૯૩ | ૧૮૦૦ | ૭ | રાવજી આપાજી, (વરસ ૭). | કોઈ નહીં. |
| ૭ | આનંદરાવ મહારાજ ફતેસિંગરાવ | ૧૮૦૦ | ૧૮૧૯ | ૧૯ | રાવજી આપાજી, (વ. ૩). સીતારામ રાવજી, (વ. ૪). બાબાજી આપાજી (વ. ૫). ગંગાધર શાસ્ત્રી, (વ. ૩). ધાકજી દાદા, (વ. ૪). | મેજર. એ. વાકર (૧૮૦૨–૧૮૧૦) મેજર. જે. રિવેટ. કર્નાક. (૧૮૧૦–૧૯) |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮ | શિયાજીરાવ મહારાજ | ૧૮૧૯ | ૧૮૪૭ | ૨૮ | વિઠલરાવ ભાઉ,<br>વિઠલરાવ દિવાનજી<br>ગોપાળપંથ દાદા,<br>વેણીરામઆદિતરામ<br>બાપુ હરગડે,<br>બાબા નાપડે,<br>ભાઉ પુરાણિક,<br>ગોપાળરાવ મ્હેરાળ,<br>સખારામ પાંડુરંગ રોડે. | મેજર. જે. રિવેટ. કર્નાક (૧૮૧૯–૧૮૨૦)<br>મિ. સિ. નોરેસ (૧૮૨૦–૧૮૨૧)<br>મિ. જે. વિલિયમ્સ (૧૮૨૧–૧૮૩૭)<br>મિ. જે. સર્થલેન્ડ (૧૮૩૭–૧૮૪૦)<br>મિ. ડે. એસ. બોયડ (૧૮૪૦–૧૮૪૪)<br>મિ. રેમિંગટન (૧૮૪૪–૧૮૪૫)<br>સ. આર. કે. આબર્થનોટ (૧૮૪૫–૧૮૪૬)<br>મિ. ડબ્લ્યુ. એન્ડયુજ (૧૮૪૬–૧૮૪૭) |
| ૯ | ગણપતરાવ મહારાજ | ૧૮૪૭ | ૧૮૫૬ | ૯ | ભાઉતાંબેકર (વ.પ.)<br>ગણેશ સદાશિવ<br>ઓઝે અને ગોવિંદ-<br>રાવ પાંડુરંગ રોડે. | ક. જે. આઉટરામ (સન ૧૮૪૭–૧૮૪૮)<br>કેપ્ટન. પી. ટી. ફ્રેન્સ (૧૮૪૮–૧૮૫૦)<br>કર્નલ. જે. આઉટરામ (૧૮૫૦–૧૮૫૨)<br>મિ. જે. એમ. ડેવીસ (૧૮૫૨–૧૮૫૩)<br>મિ. જી. બી. સેટનકાર (૧૮૫૩–૧૮૫૪)<br>કર્નલ. જે. આઉટરામ }<br>મે. ડી. એ. માલકમ } (૧૮૫૪–૫૫)<br>સ. આર. શેકસ્પીયર } (૧૮૫૬–૫૭) |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૦ | ખંડેરાવ મહારાજ | ૧૮૫૬ | ૧૮૭૦ | ૧૪ | ગોવિંદરાવ પાંડુરંગ રોડે, (વ. ૧૦). ભાઉ સિંધિયા, (વ. ૨). નિમ્બાજી દાદા, (વ. ૧). | સ. આર. શેક્સપીયર (૧૮૫૭–૫૮) કર્નલ. આર. વાલેસ (૧૮૫૯–૬૬) કર્નલ. જે. ટી. બાર (૧૮૬૬–૬૭) કર્નલ ઈ. પી. આર્થર (માસ ૬) કર્નલ- જે. ટી. બાર (૧૮૬૭–૭૦) |
| ૧૧ | મલ્હારરાવ મહારાજ | ૧૮૭૦ | ૧૮૭૪ | ૪ | ગોપાળરાવ મ્હૈરાળ (વ. ૧). નાનાસાહેબ ખાનવેલકર, (વ. ૧). દાદાભાઈ નવરોજજી (વ. ૧). | કર્નલ. જે. ટી. બાર (૧૮૭૦–૭૨) કર્નલ. એ. જી. શોર્ટ (૧૮૭૨–૭૩) કર્નલ. આર. ફેર. (૧૮૭૩–૭૪) સ. લુઇસપેલી એજંટ ગવર્નર જનરલ અને સ્પેશિયલ કમિશનર (૧૮૭૪–૭૫). |
| ૧૨ | શિયાજીરાવ મહારાજ | ૧૮૭૫ | ચાલુ છે | — | સ. ટી. રાજા માધવરાવ, (વ. ૮). ખાનબહાદૂર કાજી-સહાબુદીન (વ. ૩). લક્ષ્મણ જગન્નાથ. સને ૧૮૮૬ થી | સર. આર. મીડ. એજંટ ગવર્નર જનરલ અને સ્પેશિયલ કમિશનર (મા. ૭) મિ. પી. એસ. મેલવીલ. સી. એસ. આઈ. એજંટ ગવર્નર જનરલ (૧૮૭૫–૮૨) જે. મેજર જનરલ વાટસન (૧૮૮૨–૮૬) સી, બી, વી. સી. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | | | | | ચાલુછે. | જે. સી. બર્કલી કર્નલ (૧૮૮૬–૮૭).<br>સેન્ટ જૉન કર્નલ. સર ઓલીવર. બી. સી. કે. સી. એસ. આઇ. આઇ. ઈ. (સને ૧૮૮૭–૮૮.<br>સર. એચ. એન. ડી. પ્રેન્ડર ગાસ્ટ. કે. સી. બી. વી. સી. આર. ઇ. (સને ૧૮૮૯ થી ચાલુ). |

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૧૮ | શૂરવીર | શૂરવિર |
| ૮ | ૧૪ | રક્ષાણાર્થે | રક્ષણાર્થે |
| ૧૨ | ૨૧ | સરકરે | સરકારે |
| ૧૭ | ૫ | ગાઇકવર્દિરના | ગાઇકવર્દિનના |
| ,, | ૬ | સરત | શરત |
| ૨૦ | ૨ | ખરચખુટણ | ખરચખૂટણ |
| ૨૪ | ૨૪ | ભરૂચમાનો | ભરૂચમાંના |
| ,, | ,, | પરગણાંમાનો | પરગણાંમાંનો |
| ,, | ૨૬ | નાખવામાં | નાંખવામાં |
| ૨૬ | ૬ | હકને | હક્કને |
| ,, | ૧૩ | તખ્તનસીન | તખ્તનશીન |
| ૨૯ | ૩ | શાહુકારોએ | સાહુકારોએ |
| ૩૦ | ૫ | દુર્ગુણ | દૂર્ગુણ |
| ૩૨ | ૧૫ | ગેરવર્તણુક | ગેરવર્તણુક |
| ૩૩ | ૧૮ | હકો | હક્કો |
| ,, | ૨૫ | ભરોસો | ભરોંસો |
| ૩૪ | ૯ | નોખી | નાંખી |
| ,, | ૧૩ | અવસ્ય | અવશ્ય |
| ,, | ૧૭ | ટુકડીમાં | ટૂકડીમાં |
| ૩૫ | ૧૮ | પોંચાડવા | પહોંચાડવા |
| ૩૬ | ૯ | વરતુ | વસ્તુ |
| ૩૭ | ૧૮ | ચ્હેરો | ચહેરો |
| ૪૧ | ૯ | શાહુકારોએ | સાહુકારોએ |
| ૪૩ | ૧૭ | એલ્ફિસ્ટ | એલ્ફિસ્ટન |
| ૪૫ | ૨ | વર્ષાશન | વર્ષાસન |
| ૪૬ | ૨૨ | ખંબાતનાં | ખંબાતના |
| ૪૮ | ૨૮ | તેમના | તેમાંના |
| ૫૨ | ૭ | તેમાના | તેમાંના |
| ૫૪ | ૧૯ | કોઠા | કોઠી |
| ,, | ૨૮ | અ | આ |
| ૫૫ | ૧૫ | કાઠિયાવાડમાની | કાઠિયાવાડમાંની |
| ,, | ૧૬ | વસુલ | વસૂલ |
| ,, | ૧૮ | કારેલ | કોરલ |
| ૫૬ | ૪ | સાંધન | સાધન |
| ,, | ૧૮ | મૂલગિરિ | મૂલકગીરી |
| ૬૦ | ૬ | શાહુકારોના | સાહુકારોના |
| ,, | ૯ | શાહુકારોને | સાહુકારોને |
| ,, | ૨૪ | શાહુકારો | સાહુકારો |